# દર્શન અને નીતિ

માનવ સેવા સંઘ
વૃંદાવન - ૨૮૧ ૧૨૧
(મથુરા)

# દર્શન અને નીતિ

માનવ સેવા સંઘ ના પ્રવર્તક બ્રહ્મલીન
સંત પ્રવર પૂજ્યપાદ શ્રી શરણાનંદજી મહારાજ
ની અમૃતવાણી

માનવ સેવા સંઘ પ્રકાશન
વૃંદાવન - ૨૮૧ ૧૨૧(મથુરા)

**दर्शन और नीति**
(મૂળ હિન્દી પુસ્તકનું ગુજરાતી ભાષાંતર)
**પ્રકાશક**
માનવ સેવા સંઘ
વૃંદાવન, મથુરા (ઉ. પ્ર.)
પિન - ૨૮૧ ૧૨૧



----- સંસ્કરણ

મૂલ્ય :

**: મુદ્રક :**

## પ્રાર્થના

(પ્રાર્થના આસ્તિક પ્રાણીનું જીવન છે તથા સાધકનાં વિકાસનો અચૂક ઉપાય છે.)

મારા નાથ !
આપ આપની,
સુધામયી,
સર્વ-સમર્થ,
પતિતપાવની,
અહૈતુની કૃપાથી,
દુઃખી પ્રાણીઓનાં હૃદયમાં,
ત્યાગનું બળ,
તેમજ,
સુખી પ્રાણીઓનાં હૃદયમાં,
સેવાનું બળ,
પ્રદાન કરો,
જેથી તેઓ,
સુખ-દુઃખનાં,
બંધનથી,
મુક્ત થઈ,
આપનાં,
પવિત્ર પ્રેમનું,
આસ્વાદન કરી,
કૃતકૃત્ય,
થઈ જાય.

ॐ આનંદ ! ॐ આનંદ !! ॐ આનંદ !!!

## હરિઃ શરણમ્

હરિઃ શરણમ્, હરિઃ શરણમ્, હરિઃ શરણમ્, હરિઃ શરણમ્ ।
હરિઃ શરણમ્, હરિઃ શરણમ્, હરિઃ શરણમ્, હરિઃ શરણમ્ ।
હરિઃ શરણમ્, હરિઃ શરણમ્, હરિઃ શરણમ્, હરિઃ શરણમ્ ।
હરિઃ શરણમ્, હરિઃ શરણમ્, હરિઃ શરણમ્, હરિઃ શરણમ્ ।



## સર્વહિતકારી કીર્તન

હે હૃદયેશ્વર, હે સર્વેશ્વર, હે પ્રાણેશ્વર, હે પરમેશ્વર ।
હે હૃદયેશ્વર, હે સર્વેશ્વર, હે પ્રાણેશ્વર, હે પરમેશ્વર ।
હે હૃદયેશ્વર, હે સર્વેશ્વર, હે પ્રાણેશ્વર, હે પરમેશ્વર ।
હે હૃદયેશ્વર, હે સર્વેશ્વર, હે પ્રાણેશ્વર, હે પરમેશ્વર ।
હે હૃદયેશ્વર, હે સર્વેશ્વર, હે પ્રાણેશ્વર, હે પરમેશ્વર ।
હે સમર્થ, હે કરુણાસાગર, વિનતી યહ સ્વીકાર કરો ।
હે સમર્થ, હે કરુણાસાગર, વિનતી યહ સ્વીકાર કરો ।
ભૂલ દીખાકર ઉસે મિટાકર, અપના પ્રેમ પ્રદાન કરો ।
ભૂલ દીખાકર ઉસે મિટાકર, અપના પ્રેમ પ્રદાન કરો ।
પીર હરો હરિ, પીર હરો હરિ, પીર હરો, પ્રભુ પીર હરો ।
પીર હરો હરિ, પીર હરો હરિ, પીર હરો, પ્રભુ પીર હરો ।

## માનવતાનાં મૂળ સિદ્ધાંતો

૧. આત્મ-નિરીક્ષણ, અર્થાત્ પ્રાપ્ત વિવેકનાં પ્રકાશમાં પોતાનાં દોષોને જોવા.
૨. કરેલી ભૂલને ફરી ન દોહરાવવાનું વ્રત લઈને સરળ વિશ્વાસપૂર્વક પ્રાર્થના કરવી.
૩. વિચારનો પ્રયોગ પોતાનાં પર અને વિશ્વાસનો બીજાઓ પર, અર્થાત્ ન્યાય પોતાનાં પર અને પ્રેમ તથા ક્ષમા અન્ય પર.
૪. જિતેન્દ્રિયતા, સેવા, ભગવદ્ ચિંતન અને સત્યની શોધ દ્વારા પોતાનું નિર્માણ.
૫. બીજાઓનાં કર્તવ્યને પોતાનો અધિકાર, બીજાઓની ઉદારતાને પોતાનો ગુણ અને બીજાઓની નિર્બળતાને પોતાનું બળ, ન માનવું.
૬. પારિવારિક તથા જાતીય સંબંધ ન હોવા છતાં પણ પારિવારિક ભાવનાને અનુરૂપ જ પારસ્પરિક સંબોધન તથા સદ્ભાવ, અર્થાત્ કર્મની ભિન્નતા હોવા છતાં પણ સ્નેહની એકતા.
૭. નિકટવર્તી જન-સમાજની યથાશક્તિ, ક્રિયાત્મક રૂપે સેવા કરવી.
૮. શારીરિક હિતની દૃષ્ટિએ આહાર, વિહારમાં સંયમ તથા દૈનિક કાર્યોમાં સ્વાવલંબન.
૯. શરીર શ્રમી, મન સંયમી, બુદ્ધિ વિવેકવતી, હૃદય અનુરાગી તથા અહંને અભિમાન શૂન્ય કરીને પોતાને સુંદર બનાવવા.
૧૦. સિક્કથી વસ્તુ, વસ્તુથી વ્યક્તિ, વ્યક્તિથી વિવેક તથા વિવેકથી સત્યને વધારે મહત્ત્વ આપવું.
૧૧. વ્યર્થ-ચિંતન ત્યાગ તથા વર્તમાનનાં સદુપયોગ દ્વારા ભવિષ્યને ઉજ્જ્વળ બનાવવું.



## પ્રાર્થના

હે નાથ !
આપ આપની, સુધામયી, સર્વ-સમર્થ, પતિત-પાવની, અહૈતુની
કૃપાથી માનવ-માત્રને, વિવેકનો આદર તથા
બળનો સદુપયોગ કરવાનું સામર્થ્ય,
પ્રદાન કરો, તેમજ,
હે કરુણા સાગર !
પોતાની અપાર કરુણાથી, શીઘ્ર જ, રાગ-દ્વેષનો
નાશ કરો. સૌનું જીવન, સેવા,
ત્યાગ, પ્રેમથી પરિપૂર્ણ
થઈ જાય.

ૐ આનંદ ! ૐ આનંદ !! ૐ આનંદ !!!



## ભૂમિકા

'દર્શન' જીવનનો મુખ્ય આધાર છે. તે સર્વનાં પ્રકાશકનો પ્રકાશ છે, જે સત્ અને અસત્‌ને સમાનરૂપે પ્રકાશિત કરે છે તથા જે વિનાશી અને અવિનાશીનું સ્પષ્ટ વિભાજન કરાવીને વાસ્તવિક જીવનનું દિગ્દર્શન કરાવે છે. તેની જ માંગ માનવમાત્રને છે.

એ દર્શન પર આધારિત સિદ્ધાંતનાં વાક્યો જ્યારે ભાષા દ્વારા વ્યક્ત કરવામાં આવે છે, તો માનવની વર્તમાન વસ્તુસ્થિતિથી એટલાં ભિન્ન પ્રતીત થાય છે કે વ્યક્તિ સહસા ચોંકી જાય છે અને કહી ઉઠે છે કે દર્શન તો વિવેચન માટે છે. સંકલ્પ પૂર્તિ-અપૂર્તિનાં સુખ-દુઃખનાં દ્વન્દ્વથી ભરેલી જે દશા છે, એ જ જગતનો યથાર્થ છે. 'હું શરીર નથી' -આ દર્શનને સાંભળીને કહેવા લાગે છે કે તમારા પગમાં કાંટો ભોંકાય અને તમે ઉફ ન કરો, તો સમજવામાં આવે કે તમે શરીર નથી.

પણ વાસ્તવિક જીવનનું રહસ્ય કંઈક બીજું જ છે. જીવન દર્શન પર આધારિત સિદ્ધાંતો -(૧) વર્તમાન સૌનો નિર્દોષ છે, (૨) જે કાંઈ મળ્યું છે તે પોતાનું નથી અને પોતાનાં માટે નથી, (૩) અહં અને મમ નાં નાશમાં જીવનની પૂર્ણતા નિહિત છે વગેરે-વગેરેને જીવનમાં કેવી રીતે ચરિતાર્થ કરવામાં આવે, આ જ માર્ગ-દર્શન માટે ''દર્શન અને નીતિ'' પુસ્તક લખવામાં આવ્યું છે. આમાં પ્રતિપાદિત દર્શન અને નીતિનો અર્થ એ માનવામાં આવ્યો છે કે દર્શન એક પ્રકાશ છે અને નીતિ તેનું ક્રિયાત્મક રૂપ છે. નીતિ દર્શનનો વ્યાવહારિક પ્રયોગ છે. અથવા એમ કહો કે દર્શનને અનુરૂપ જીવનની ઉપલબ્ધિ માટે તેનું જ પ્રયોગાત્મક રૂપ 'નીતિ' છે. આ નીતિઓ માનવ-દર્શનથી પ્રતિપાદિત છે અને તેનાં જ ઉપર

આધારિત છે. આ કોઈ પરિસ્થિતિ-વિશેષથી ઉત્પન્ન થયેલી પ્રતિક્રિયા નથી, જે કોઈનાં હ્રાસથી કોઈનો વિકાસ કરવા માટે બની હોય. આ નીતિઓ માનવમાત્રનાં જીવનની મૌલિક માંગ— વિશ્રામ, સ્વાધીનતા અને પ્રેમ-ની પૂર્તિમાં સમર્થ બનાવવા માટે છે.

માનવ-જીવનનું સુંદરતમ ચિત્ર છે— જીવન જગત માટે, પોતાનાં માટે અને પ્રભુ માટે ઉપયોગી થઈ જાય. તેને અનુરૂપ જીવન બનાવવામાં આ નીતિઓ સહાયક છે. પોતાનું જે દર્શન છે અર્થાત્ જીવનને જોવાની પોતાની જે દૃષ્ટિ છે, તેને જ અનુરૂપ જીવનને ઢાળવામાં આ નીતિઓ સાધનરૂપા છે.

આજનો માનવ-સમાજ વ્યક્તિગત રૂપે પોતાનું કલ્યાણ અને સામાજિક રૂપે સંઘર્ષોનો અંત કરવા ઇચ્છે છે, અમાનવતાને મટાડીને માનવતાનું સામ્રાજ્ય ઇચ્છે છે; આને દરેક નીતિજ્ઞો જાણે અને માને છે. આ જ કારણે માનવ-સમાજમાં વિભિન્ન પ્રકારની નીતિની વાતો પ્રચલિત છે, જે પારસ્પરિક સંબંધ તેમજ વ્યવહારને સુવ્યવસ્થિત રાખે છે. આથી વ્યાવહારિક જીવનને આદર્શને અનુરૂપ ચલાવવા માટે નીતિનું અનુસરણ અનિવાર્ય છે. પરંતુ નીતિ-નીતિમાં ભેદ હોય છે. જે નીતિ આપણને લક્ષ્ય તરફ અગ્રેસર કરે તે સુનીતિ છે, પરંતુ જે નીતિ લક્ષ્યથી વિમુખ કરી વ્યક્તિને સ્વાર્થ-ભાવમાં આબદ્ધ કરે તે અનીતિ છે. માનવ-જીવનમાં નીતિનું મહત્ત્વ છે, અનીતિ સર્વથા ત્યાજ્ય છે. પ્રસ્તુત પુસ્તકમાં જે નીતિઓ પ્રતિપાદિત છે, તે સ્રષ્ટાનાં મંગલમય-વિધાનથી અનુપ્રાણિત છે તથા સર્વ હિતકારી ભાવથી ભાવિત છે. એ જીવનનાં વિભિન્ન પાંસાઓ સાથે સંબંધ રાખવાવાળી છે, જે વિભિન્ન પ્રકારની પરિસ્થિતિઓમાં આપણું માર્ગ-દર્શન કરી શકે છે.

પ્રસ્તુત પુસ્તકમાં નીતિનું પ્રતિપાદન બે ભાગોમાં વહેંચાયું છે. પ્રથમ ખંડમાં ૧૨ પ્રકરણો છે. પ્રત્યેક પ્રકરણમાં એક નીતિ બતાવીને તેને સહયોગી અંગોનું વિસ્તૃત વિવેચન કરવામાં આવ્યું છે. સ્પષ્ટ રૂપે એ બતાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે કે કઈ નીતિનો અર્થ શું છે અને તેનું વ્યાવહારિક રૂપ શું છે ? સાથે જ એ નીતિની પૃષ્ઠભૂમિમાં જે દર્શન છે, એ દર્શનને બતાવતાં એ વિવેચન



કરવામાં આવ્યું છે કે કઈ રીતે અમુક નીતિ જીવનમાં પૂર્ણતા લાવવામાં સહાયક છે. નીતિનું સવિસ્તર પઠન તેમજ મનન કરવાથી એવું ભાસિત થવા લાગે છે કે પ્રત્યેક નીતિ માનવ-જીવન માટે સાધનરૂપા છે, જેને માનીને ચાલવાવાળાનાં વ્યક્તિગત જીવનમાં વિકાસ અવશ્યંભાવી છે, સાથે જ સામાજિક સંઘર્ષનો પણ નાશ છે.

દ્વિતીય ખંડ 'આચાર-સંહિતા' નામનાં પુસ્તકમાં ૧૦૮ છૂટક ગદ્યખંડ આપવામાં આવ્યા છે, જેમાં ૧૦૮ નીતિઓનો સંક્ષિપ્ત ઉલ્લેખ છે. સંપૂર્ણ પુસ્તક જીવનોપયોગી વાતોથી પરિપૂર્ણ છે. પ્રત્યેક નીતિ માનવ-દર્શનની નક્કર પૃષ્ઠભૂમિ પર આધારિત માનવજીવન સાથે એટલો ગાઢ સંબંધ રાખવાવાળી છે કે કોઈ પણ એક નીતિનું સર્વાંશતઃ પાલન કરવામાં આવે, તો જીવનમાંથી સંપૂર્ણતઃ અસાધનનો નાશ તેમજ નિર્દોષતાની અભિવ્યક્તિ સહજરૂપે થઈ જાય.

પ્રથમ બાર પ્રકરણોમાં મુખ્યતઃ નિમ્નલિખિત નીતિઓ પ્રતિપાદિત છે—

(૧) ન્યાય અને નિર્દોષતાનો સંબંધ.

(૨) બળનો દુરુપયોગ ન કરો. અનેક ભેદ હોવા છતાં પણ પ્રીતિની એકતા સુરક્ષિત રાખો.

(૩) અધિકાર-લાલસાથી શૂન્ય કર્તવ્ય 'ન્યાય'ને 'પ્રેમ'માં વિલીન કરે છે.

(૪) વર્તમાન દરેકનો નિર્દોષ છે. સુખનું પ્રલોભન તથા દુઃખનો ભય મૂળ દોષ છે.

(૫) પોતાની પદ્ધતિમાં વિશેષતા તથા બીજાઓની પદ્ધતિમાં ન્યૂનતાનું દર્શન કરવું ભેદ તથા સંઘર્ષને જન્મ આપે છે.

(૬) સિક્કાથી વસ્તુ અને વસ્તુથી શ્રમને વધારે મહત્ત્વ આપવું અનિવાર્ય છે. આ જ નીતિથી સંઘર્ષનો નાશ થશે.

(૭) પોતાનો ગુણ તેમજ પારકા દોષો જોવાથી પારસ્પરિક એકતા સુરક્ષિત નથી રહેતી.

(૮) પોતાનાં દુઃખ-સુખનું કારણ બીજાઓને માનવા ભૂલ છે.

અન્યાયનો અંત ન્યાય તથા પ્રેમથી થાય છે.

(૯) જીવનનો આરંભ પરાધીનતાથી અને તેનાં વિકાસની પરાવધિ સ્વાધિનતામાં થાય છે.

(૧૦) મળેલાં સામર્થ્યનાં દુરુપયોગથી અસમર્થતા આવે છે. સામર્થ્યનો સદુપયોગ કરવાથી સામર્થ્ય આવે છે.

(૧૧) સુંદર વ્યક્તિઓનાં નિર્માણમાં જ સુંદર સમાજનું નિર્માણ છે.

નીતિ એ જ સાર્થક છે, જે દોષોનાં નાશમાં અને નિર્દોષતાની અભિવ્યક્તિમાં સહાયક છે.

(૧૨) માનવનાં દર્શનમાં અનેક ભેદ હોવા છતાં પણ ઉદ્દેશની એકતા છે. કોઈનાં અહિતની ભાવના કોઈ પણ માનવે નથી રાખવાની. વિધાનની આધીનતામાં જ સ્વાધીનતા છે. નિજ-વિવેક જ વિધાનનું પ્રતીક છે.

પુસ્તકનાં રચયિતાએ સંપર્કમાં આવવાવાળા સાધકોની વ્યાવહારિક કઠિનતાઓનું નીતિયુક્ત સમાધાન કરાવવાની વાતને દૃષ્ટિમાં રાખીને વિભિન્ન નીતિઓનો ઉલ્લેખ કર્યો છે. સંપૂર્ણ જીવન સાથે સંબંધ રાખવાવાળી દરેક નીતિઓનો સમાવેશ આ પુસ્તકમાં છે. વ્યવહાર સંબંધી દરેક કઠિનતાઓ દૂર થઈ શકે છે, એવું નથી કહી શકાતું; છતાં પણ અનેકો એવી વાતોનો ઉલ્લેખ આમાં છે, જેનાથી જીવનની મુખ્ય સમસ્યાઓ ઉકલી શકે છે.

દ્વિતીય ખંડમાં 'આચાર-સંહિતા' માં નીતિનાં સંબંધમાં કંઈક આવશ્યક વિવેચન આવ્યું છે, જેનાથી એ પ્રકાશ મળે છે કે નીતિનાં નિર્માણ તેમજ તેનાં અનુસરણની યોગ્ય વિધિ શું છે. જેમ કે —

(ક) વિધાનનું નિર્માણ વીતરાગપુરુષો કરી શકે છે, અન્ય નહિ.

(ખ) જે વિધાન અનંતનાં મંગલમય વિધાનથી પ્રેરિત નથી, તે વિધાન સર્વહિતકારી નથી હોઈ શકતું. જે વિધાન સર્વહિતૈષી નથી હોઈ શકતું, તે અનુસરણીય નથી.

(ગ) એટલા માટે જે મહામાનવમાં સર્વાત્મ-ભાવની અભિવ્યક્તિ થઈ



ગઈ છે, એ જ વિધાનનો નિર્માતા થઈ શકે છે.

આથી પ્રસ્તુત પુસ્તક નીતિસંબંધી આવશ્યક અંગો પર પ્રકાશ પાડીને સાધકોનાં વ્યવહારને નીતિયુક્ત બનાવવામં સમર્થ છે.

માથેરાન (મુંબઈ) વિનીતા :
જૂન, સન્ ૧૯૬૦ દેવકી





# દર્શન અને નીતિ




પ્રાકૃતિક નિયમાનુસાર પોતાનાં દાયિત્વને પૂરું કરવાની સ્વાધીનતા માનવમાત્રને પ્રાપ્ત છે.

મળેલી સ્વાધીનતાનો સદ્‌વ્યય ન કરવો માનવની પોતાની ભૂલ છે. સ્વાધીનતાનો દુરુપયોગ એ જ કરે છે, જે પોતાનાં દાયિત્વને પૂરું કરવામાં પોતાને અસમર્થ માની લે છે. આ માન્યતા વિવેક-વિરોધી માન્યતા છે. વિવેકનો વિરોધ કરવાથી માનવમાં અમાનવતાની ઉત્પત્તિ થઈ જાય છે, જેનાં થતાં જ જીવનમાં ઉત્તરોત્તર પરાધીનતા, જડતા તથા અભાવની વૃદ્ધિ થાય છે, જે કોઈને અભીષ્ટ નથી.

ભૂલને 'ભૂલ' જાણી લેવી ભૂલનાં નાશમાં હેતુ છે. જે જ્ઞાનથી ભૂલનું જ્ઞાન થાય છે, તે જ્ઞાન નિત્ય પ્રાપ્ત છે. એ નિત્યપ્રાપ્ત જ્ઞાનનાં પ્રકાશમાં ઇન્દ્રિય-દૃષ્ટિ તથા બુદ્ધિ-દૃષ્ટિ કાર્ય કરે છે. જેમ-જેમ માનવ ઇન્દ્રિય-દૃષ્ટિનાં પ્રભાવથી પ્રભાવિત થતો જાય છે, તેમ-તેમ ભૂલ દૃઢ થતી જાય છે. ઇન્દ્રિય-દૃષ્ટિનાં ઉપયોગ અને પ્રભાવમાં એક મોટો ભેદ છે. ઇન્દ્રિય-દૃષ્ટિનો ઉપયોગ વર્તમાન આવશ્યક કાર્યની સિદ્ધિમાં સહાયક છે અને એ દૃષ્ટિનો પ્રભાવ નવીન રાગની ઉત્પત્તિમાં હેતુ છે. રાગરૂપી ભૂમિમાં જ વિવેક-વિરોધી કર્મનો જન્મ થાય છે. એ નિયમ છે કે જેનો જન્મ થાય છે, તેનું મૃત્યુ સ્વતઃ થાય છે. પરંતુ જન્મનું કારણ રહેતાં નાશ થવા છતાં પણ તેની ઉત્પત્તિ થતી રહે છે. આથી એ નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે કે ભૂલનો અંત થયા વિના વિવેક-વિરોધી કર્મનો હંમેશ માટે નાશ



નથી થઈ શકતો અને તેનો નાશ થયા વિના જીવન જગત માટે ઉપયોગી સિદ્ધ નથી થતું. જે જીવન જગત માટે ઉપયોગી સિદ્ધ નથી થતું, તેની માંગ જગતને નથી. જે વ્યક્તિની માંગ જગતને નથી હોતી, તેમાં જગતની દાસતા ઉત્પન્ન થાય છે. જગતની દાસતામાં બંધાયેલો પ્રાણી પોતાનાં કર્તવ્યથી ચ્યુત થઈ જાય છે. જો કે કર્તવ્યનું જ્ઞાન બીજરૂપે તેનામાં વિદ્યમાન રહે છે; પરંતુ જગતની દાસતા કર્તવ્યનાં જ્ઞાનનો આદર નથી કરવા દેતી. આવી ભયંકર પરિસ્થિતિમાં માનવે વિધાનની આધીનતા સ્વીકાર કરવી અનિવાર્ય છે.

વિધાન આરંભમાં ભલેને રુચિકર ન પ્રતીત થાય; પરંતુ જેમ-જેમ તેમાં આસ્થા દૃઢ થતી જાય છે, તેમ-તેમ અકર્તવ્યનો નાશ અને કર્તવ્યની અભિવ્યક્તિ સ્વતઃ થતી જાય છે. કર્તવ્યપરાયણતા અને વિધાન, આ બન્નેનું સ્વરૂપ એક છે. આ દૃષ્ટિએ જીવન અને વિધાનમાં ભેદ નથી. જ્યાં સુધી જીવન અને વિધાનમાં ભિન્નતા પ્રતીત થતી હોય, ત્યાં સુધી સમજવું જોઈએ કે કર્તવ્યની સાથે-સાથે અકર્તવ્ય પણ છે. અકર્તવ્યનો સર્વાંશમાં અભાવ થતાં જ કર્તા, કર્તવ્ય અને વિધાનમાં એકતા થઈ જાય છે. એ વિધાનને ક્રિયાત્મક રૂપ આપવા માટે ભિન્ન-ભિન્ન પ્રકારની નિયમાવલી સ્વભાવથી જ માનવ સ્વીકાર કરી લે છે. બસ, આ જ નીતિ છે.

જે નીતિ જીવન અને વિધાનની એકતામાં સમર્થ નથી, તે નીતિ નહિ, અનીતિ છે; તેનું માનવ-જીવનમાં કોઈ સ્થાન જ નથી. જે વિધાન નિજ-જ્ઞાનથી પ્રકાશિત નથી, તે વિધાન, 'વિધાન' નથી, પણ કોઈ આસક્તિનો પ્રભાવ છે. આસક્તિ રહેતાં વિધાનનો બોધ નથી થતો. આ જ કારણે વીતરાગ થવાથી જ વિધાન સાથે અભિન્નતા પ્રાપ્ત થાય છે.

નીતિનું ક્રિયાત્મકરૂપ ન્યાય છે. ન્યાય નિર્દોષતાનું પ્રતીક છે. નિર્દોષતા વિના જીવનની ઉપયોગિતા સિદ્ધ નથી થતી; કેમકે દોષ-યુક્ત જીવનની માંગ ન તો જગતને છે અને ન પોતાને જ. કોઈ પણ વ્યક્તિ સર્વાંશમાં પોતાને દોષી માનીને જીવિત નથી રહેવા ચાહતો અને ન કોઈ માનવ સર્વાંશમાં દોષી હોઈ જ શકે છે. આ નિયમ છે કે નિર્દોષતાનાં આશ્રય વિના દોષ રહી નથી શકતો;

કારણ, કે દોષનું સ્વતંત્ર અસ્તિત્વ નથી, પણ ગુણોનાં અભિમાનથી જ દોષો પોષિત થાય છે. આ દૃષ્ટિએ નિર્દોષતાને સુરક્ષિત રાખવી અનિવાર્ય છે. આથી વિધાન-યુક્ત નીતિનું પોતાનાં પર શાસન પરમ આવશ્યક છે. વિધાનથી અનુશાસિત માનવને કોઈ અન્ય શાસનની અપેક્ષા નથી રહેતી.

પોતાનાં દોષનું જ્ઞાન જે જ્ઞાનમાં છે, તે જ જ્ઞાન વિધાનનું પ્રતીક છે. જ્ઞાન દોષનું પ્રકાશક છે, નાશક નહિ. નિર્દોષતાની માંગ દોષની નાશક છે. નિર્દોષતાથી નિરાશ થવું પ્રમાદ છે. નિર્દોષતાની પ્રાપ્તિ વર્તમાનની વસ્તુ છે. તેને માટે ભવિષ્યની આશા કરવી અસાવધાની છે. દોષ-જનિત સુખનો રાગ જ દોષોની ભૂમિ છે. નિર્દોષતાની ઉત્કટ લાલસા દોષ-જનિત સુખનાં રાગને ખાઈ લે છે. જો કે દોષ-જનિત સુખનો રાગ મટતાં જ વર્તમાન નિર્દોષ થઈ જાય છે. તો પણ ભૂતકાળનાં દોષોની સ્મૃતિ ઉત્પન્ન થાય છે. તેનાં જ આધાર પર વ્યક્તિ પોતાને દોષી માને છે. જો ભૂતકાળનાં દોષોને ન દોહરાવવાનો દૃઢ સંકલ્પ કરી લેવામાં આવે, તો વર્તમાનની નિર્દોષતાનો અનુભવ થવા લાગે છે. દોષને ન દોહરાવવો જ વાસ્તવિક સર્વોત્કૃષ્ટ ન્યાય છે. તે ન્યાય પ્રત્યેક માનવ પોતાનાં પ્રત્યે સ્વાધીનતા તથા સુગમતાપૂર્વક કરી શકે છે. એ નિયમ છે કે પુનરાવૃત્તિ ન થવાથી જેનો નાશ થઈ જાય છે, તેનું સ્વતંત્ર અસ્તિત્વ નથી હોતું. જેનું સ્વતંત્ર અસ્તિત્વ નથી, એ જ અસત્ છે. અસત્નાં સંગથી જ દોષોની ઉત્પત્તિ થાય છે. આ જ કારણે અસત્નાં ત્યાગમાત્રથી સમસ્ત દોષો હંમેશ માટે મટી જાય છે. આ રહસ્યને સારી રીતે જાણી લીધા પછી સાધક નિર્દોષ થવામાં નિરાશ નથી થતો. એટલું જ નહિ, તે નિર્દોષતાને વર્તમાન જીવનની વસ્તુ માનીને જાણેલાં સમસ્ત દોષોનાં પરિત્યાગમાં સમર્થ થાય છે.

ન્યાયની આવશ્યકતા નિર્દોષતા માટે છે, કોઈનાં વિનાશ માટે નહિ. ન્યાયનાં નામે કોઈનો વિનાશ કરવો, કોઈને હાનિ પહોંચાડવી, દુઃખી કરી દેવો, પરાધીન બનાવી દેવો, અસમર્થ બનાવી દેવાનો પ્રયાસ કરવો અને નિંદનીય માની લેવો ન્યાયનાં રૂપમાં ઘોર અન્યાય છે. આ દોષોથી રહિત ન્યાય કોઈ અન્ય પર નથી થઈ શકતો, પણ પોતાનાં જ ઉપર થઈ શકે છે. પોતાનાં પર ન્યાય કરવાની



પદ્ધતિ પ્રચલિત થઈ ગયા પછી રાષ્ટ્ર વગેરેનાં રૂપમાં કોઈ અન્ય ન્યાયાધીશની અપેક્ષા નથી રહેતી. પોતાનાં પર કોઈ અન્ય ન્યાયાધીશની આવશ્યકતા પોતાનાં પ્રત્યે ન્યાય ન કરવાથી થાય છે. કોઈ પણ ન્યાયાધીશ અન્ય પ્રત્યે યથેષ્ટ ન્યાય નથી કરી શકતો, અર્થાત્ દોષને અનુરૂપ ન્યાય નથી કરી શકતો. આ જ કારણ છે કે શાસન-પ્રણાલી દ્વારા સમાજમાં નિર્દોષતાની અભિવ્યક્તિ નથી થઈ શકતી. કેટલા આશ્ચર્યની વાત છે કે જેની માંગ દરેકને છે, એ જ જીવનમાં નથી ! જેને લાવવા માટે ભિન્ન-ભિન્ન પ્રકારનાં પ્રયોગો કરવામાં આવે છે; પણ સફળતા નથી થતી. આ મૌલિક સમસ્યા પર વિચાર કરવાથી એ સ્પષ્ટ વિદિત થાય છે કે પ્રત્યેક દોષી નિર્દોષ થવા માટે પોતાનાં દ્વારા જ પોતાનાં પ્રત્યે ન્યાય કરી શકે છે.

પોતાનાં પ્રત્યે ન્યાય કરવા માટે નિજ-વિવેકનાં પ્રકાશમાં પોતાની વર્તમાન વસ્તુસ્થિતિનું યથેષ્ટ અધ્યયન કરવું પડશે. અર્થાત્ આપણે પોતાની દૃષ્ટિમાં પોતાને કેવા પામીએ છીએ, આ વાતને સ્પષ્ટતઃ જાણવી પડશે. પોતાની દૃષ્ટિમાં પોતાને આદરને યોગ્ય ન પામવાં, પોતાનાં દોષને જાણવાં છે. માનવને પોતાનાં જે દોષનું જ્ઞાન થઈ જાય છે, તે દોષને મટાડવાની ઉત્કટ લાલસા જાગ્રત થવી અનિવાર્ય છે, ત્યારે જ ન્યાય-યુક્ત જીવન થઈ શકે છે અથવા એમ કહો કે ભૂતકાળનાં દોષોને જાણીને નિર્દોષ થવા માટે જ પોતાનાં પ્રત્યે ન્યાય કરવાની વાત આવે છે.

ન્યાય-પ્રિયતાનાં ઉદિત થતાં જ કરેલાં દોષને દોહરાવવાની તો વાત જ નથી રહેતી; દોષ-જનિત સુખનો રાગ મટાડવા માટે આપોઆપ દુઃખી થવાની વાત શેષ રહે છે. એ દુઃખ કેટલું થાય, તેનો ઠીક-ઠીક નિર્ણય એ જ છે કે દુઃખ એટલું અવશ્ય થાય, જેથી દોષ-જનિત સુખનો રાગ હંમેશ માટે મટી જાય. એ નિયમ છે કે જેનાં થવાથી વ્યક્તિ દુઃખી થઈ જાય છે, તેનું ન થવું અને જેનાં ન થવાથી વ્યાકુળ થઈ જાય છે, તેનું થવું સ્વાભાવિક છે. આથી દોષ ઉત્પન્ન થવાની વ્યથા અને નિર્દોષતા-પ્રાપ્તિની આકુળતા માનવને નિર્દોષ બનાવવામાં સમર્થ છે. કરેલાં દોષનાં પરિણામમાં જ્યારે કોઈ અન્ય દ્વારા ન્યાય કરવામાં આવે છે, ત્યારે એટલું જ દુઃખ નથી આપવામાં આવતું, જેટલાથી દોષી દોષ-જનિત સુખનાં

રાગથી રહિત થઈ જાય અને તેનાં જીવનમાંથી દોષ-યુક્ત પ્રવૃત્તિ હંમેશ માટે મટી જાય. એ દરેકને માન્ય હશે કે બે વ્યક્તિઓની પણ બનાવટ સર્વાંશમાં એક નથી. આ કારણે કોને કેટલા દંડથી કેટલું દુઃખ થાય છે, તેનો નિર્ણય કોઈ પણ ન્યાયાધીશ કરી નથી શકતો. તો પછી કોઈ અન્ય દ્વારા યથેષ્ટ ન્યાય સંભવ જ નથી થઈ શકતો અને ન્યાય કર્યા વિના નિર્દોષતા સુરક્ષિત નથી રહી શકતી. આથી એ નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે કે પ્રત્યેક માનવે પોતાનાં પ્રત્યે સ્વયં ન્યાય કરવો પડશે.

ન્યાયનો અર્થ કોઈનો વિનાશ કરવો નથી, પરંતુ કરેલા અપરાધની પુનઃ ઉત્પત્તિ જ ન થાય, આ જ ન્યાયની સફળતા છે. આ સફળતા ત્યારે પ્રાપ્ત થશે, જ્યારે વ્યક્તિ પોતાનાં પર પોતાનું શાસન કરે. પોતાનાં દોષનું સ્પષ્ટ જ્ઞાન તેમને જ થાય છે, જેઓ પર-દોષ-દર્શન નથી કરતા. એટલું જ નહિ, જો કોઈ સ્વયં પોતાનો દોષ સ્વીકાર કરે, ત્યારે પણ તેઓ એ જ કહે છે કે, ‘‘તું વર્તમાનમાં તો નિર્દોષ જ છો. જો ભૂતકાળમાં કોઈ ભૂલ થઈ છે, તો તેને હવે નહિ કરતો.’’ ભૂતકાળનાં દોષોનાં આધારે વર્તમાનની નિર્દોષતામાં દોષનો આરોપ કરવો પોતાનાં પ્રત્યે અન્યાય છે. આનો અર્થ એ નથી કે ભૂતકાળની ભૂલનું પરિણામ પરિસ્થિતિનાં રૂપમાં પોતાની સામે નહિ આવે, અવશ્ય આવશે. પરંતુ ભૂતકાળનાં આધારે વર્તમાનની નિર્દોષતામાં દોષનો આરોપ કરવો દોષ-યુક્ત પ્રવૃત્તિને જન્મ આપવો છે. પણ આ રહસ્યને કોઈ વિરલા જ વિજ્ઞાનવેત્તા જાણે છે. સર્વાંશમાં કોઈ પણ વ્યક્તિ ક્યારેય પણ દોષી નથી હોતો. તો પછી પોતાને અથવા બીજાઓને દોષી માનવા શું પ્રમાદ નથી ? દોષની ઉત્પત્તિ થઈ, એ વાત ઠીક છે; તેની ચિંતા કરવી એ પણ આવશ્યક છે. પરંતુ આંશિક દોષનાં આધારે પોતાને અથવા બીજાને સર્વાંશમાં દોષી સ્વીકાર કરવા ન્યાયસંગત નથી. કરેલી ભૂલની વેદના અનિવાર્ય છે, ન દોહરાવવાનો દઢ સંકલ્પ પણ પરમ આવશ્યક છે. વર્તમાનમાં પોતાને અથવા બીજાને નિર્દોષ સ્વીકાર કરવા પણ યુક્તિયુક્ત છે. આ જ વાસ્તવમાં ન્યાય છે. ન્યાયયુક્ત જીવનથી સમાજમાં પોતાનાં પ્રત્યે ન્યાય કરવાની સદ્ભાવના સ્વતઃ જાગ્રત થાય છે, જેનાં થતાં જ, દોષને ‘દોષ’



જાણીને, તેને ત્યાગ કરવાનો સદ્ભાવ સ્વતઃ અભિવ્યક્ત થાય છે. કોઈ ભયથી દોષનો ઉપરથી ત્યાગ ભલે જ થઈ જાય; દોષ-જનિત સુખનો રાગ નાશ નથી થતો. તેનું જ પરિણામ એ થાય છે કે કોઈને ભય આપીને નિર્દોષ નથી બનાવી શકાતો; કારણ, કે ભય સ્વયં જ એક મોટો દોષ છે.

પ્રાકૃતિક વિધાન અનુસાર કરેલાનું ફળ કોઈનાં માટે અહિતકર નથી હોતુ, પરંતુ દુઃખદ તથા સુખદ હોય છે અથવા એમ કહો કે વ્યક્તિ જે કાંઈ કરે છે, તેનાથી સુખ-દુઃખયુક્ત પરિસ્થિતિ ઉત્પન્ન થાય છે. પ્રત્યેક પરિસ્થિતિ સ્વભાવથી જ પરિવર્તનશીલ તથા અભાવયુક્ત છે. જે અભાવરહિત તથા નિત્ય નથી, તે જીવન નથી. જે જીવન નથી, તેની સાથે ન તો નિત્યસંબંધ જ રહી શકે છે અને ન આત્મીયતા જ થઈ શકે છે. આ દૃષ્ટિએ દરેક પરિસ્થિતિઓ, ઉપરનો ભેદ હોવા છતાં પણ સમાન જ અર્થ રાખે છે. પ્રાપ્ત પરિસ્થિતિનાં સદુપયોગનું દાયિત્વ માનવ પર છે, તેનાં પરિવર્તનની લાલસા નિરર્થક છે. લાલસા તો એ જ સાર્થક છે, જે પરિસ્થિતિઓથી અતીતનાં જીવનમાં પ્રવેશ કરાવી દે અને જે નિત્યપ્રાપ્તમાં આત્મીયતા પ્રદાન કરી, પ્રિયતાની અભિવ્યક્તિ કરવામાં સમર્થ હોય. પરિસ્થિતિઓથી અતીતની લાલસાની પૂર્તિ નિર્દોષતામાં નિહિત છે. આથી નિર્દોષતાને સુરક્ષિત રાખવાનું દાયિત્વ માનવમાત્ર પર છે. દાયિત્વની પૂર્તિ અને લક્ષ્યની પ્રાપ્તિ યુગપદ્ છે. આથી પોતાનાં પ્રત્યે ન્યાય કરતાં જ નિર્દોષતાની અભિવ્યક્તિ, દાયિત્વની પૂર્તિ તેમજ લક્ષ્યની પ્રાપ્તિ સ્વતઃ થઈ જાય છે.



## દ્વિતીય પ્રકરણ

નિજ-વિવેક સૂર્ય સમાન અને બળ નેત્ર સમાન છે. જે પ્રમાણે સૂર્યનાં પ્રકાશથી જ નેત્ર યથેષ્ટ કાર્ય કરે છે, એ જ પ્રમાણે નિજ-વિવેકનાં પ્રકાશમાં પ્રાપ્ત બળનો સદ્વ્યય થાય છે. પરંતુ જ્યારે વ્યક્તિ બળને વિવેકની અપેક્ષાએ અધિક મહત્ત્વ આપવા લાગે છે, ત્યારે બળનો સદુપયોગ નથી થઈ શકતો. તેનું બહુ જ ભયંકર પરિણામ એ થાય છે કે સંઘર્ષનો જન્મ થઈ જાય છે. જે બળ પરસ્પરમાં એકતા માટે મળ્યું હતું, તે બળ એકબીજાનાં વિનાશનો હેતુ બની જાય છે. જો કે કોઈને પોતાનો વિનાશ અભીષ્ટ નથી, પરંતુ છતાં પણ વિવેકનાં અનાદર તથા બળનાં અભિમાનમાં આબદ્ધ થઈને વ્યક્તિ વિવેક-વિરોધી કર્મ કરવા લાગે છે.

વિવેક-વિરોધી કર્મને કારણે વ્યક્તિ કર્તવ્યથી વિમુખ થઈ જાય છે. કર્તવ્યથી વિમુખ થતાં જ જીવનમાં અધિકાર-લાલસા અને બીજાઓનાં કર્તવ્યની સ્મૃતિ ઉત્પન્ન થાય છે, અર્થાત્ જીવનમાં પરાધીનતા આવી જાય છે. પરાધીનતા આવતાં જ જડતા તથા અભાવમાં આબદ્ધ થઈ જવું અનિવાર્ય છે. આ દૃષ્ટિએ કર્તવ્યની વિસ્મૃતિમાં જ સમસ્ત સંઘર્ષ નિહિત છે.

માનવ-જીવનમાં વિવેક-વિરોધી કર્મનું કોઈ સ્થાન જ નથી; કેમકે તે પોતાનું જાણેલું અસત્ છે. પોતાનાં જાણેલાં અસત્નાં ત્યાગમાં જ અકર્તવ્યનો નાશ છે. આ નિયમ છે કે અકર્તવ્યનો નાશ થતાં જ કર્તવ્ય-પરાયણતા આપોઆપ આવી જાય છે, જેનાં આવતાં જ સંઘર્ષ હંમેશ માટે મટી જાય છે અને અનેક બાહ્ય ભેદો હોવા છતાં પણ આંતરિક એકતા પ્રાપ્ત થાય છે. એકતામાં જ શાંતિ, સામર્થ્ય તથા સ્વાધીનતા નિહિત છે. આ દૃષ્ટિએ પ્રત્યેક વ્યક્તિ, વર્ગ, સમાજ તથા દેશે આંતરિક એકતા પ્રાપ્ત કરવી અનિવાર્ય છે.

આંતરિક એકતા વિના બાહ્ય એકતા કાંઈ અર્થ નથી રાખતી. જો બાહ્ય એકતાનું કાંઈ મૂલ્ય હોત, તો એક જ મત, સંપ્રદાય અને દેશમાં પરસ્પર સંઘર્ષ ન



થાત. એટલું જ નહિ, જોવામાં તો ત્યાં સુધી આવે છે કે સહોદર ભાઈ-બહેન, પતિ-પત્ની, પિતા-પુત્ર વગેરેમાં પણ સંઘર્ષ છે. તો પછી કોઈ બાહ્ય એકતાનાં આધારે વિશ્વમાં સંઘર્ષ નહિ થાય, એવી માન્યતા કેવળ કલ્પનામાત્ર પ્રતીત થાય છે, વાસ્તવિક નહિ.

સંઘર્ષનું મૂળ આંતરિક ભિન્નતા છે, બાહ્ય નહિ. હવે એ વિચાર કરવો પડશે કે આંતરિક ભિન્નતા શું છે ? તો કહેવું પડશે કે બાહ્ય ભેદોનાં આધારે પ્રીતિનો ભેદ સ્વીકાર કરવો. જ્યાં સુધી અનેક ભેદો હોવા છતાં પણ પ્રીતિની એકતાને નહિ અપનાવવામાં આવે, ત્યાં સુધી આંતરિક એકતા સિદ્ધ નહિ થાય અને તેનાં વિના સંઘર્ષનો અંત સંભવ નથી.

પ્રત્યેક સાધન-પ્રણાલીનાં મૂળમાં દાર્શનિક દૃષ્ટિકોણ હોય છે. પ્રીતિની એકતા પણ એક સાધન-પ્રણાલી છે. આનાં મૂળમાં દાર્શનિક તત્ત્વ શું છે ? સમસ્ત વિશ્વ એક છે. તેમાં સ્વરૂપની ભિન્નતા નથી; કારણ, કે આખી સૃષ્ટિ એક જ ધાતુથી નિર્મિત છે. પરંતુ ઇન્દ્રિય-જ્ઞાનથી તે એકતામાં અનેક પ્રકારની ભિન્નતાનાં દર્શન થાય છે. જે પ્રમાણે કોઈ પણ જળ-કણને સાગરથી અલગ નથી કરી શકતા, અર્થાત્ પ્રત્યેક જળ-કણ જળ-રૂપ જ છે, તે જ પ્રમાણે કોઈ પણ વસ્તુ તથા વ્યક્તિને વિશ્વથી વિભક્ત નથી કરી શકતાં. વિશ્વની દૃષ્ટિએ સમસ્ત પ્રાણીમાત્ર એક છે. એક શરીરમાં પણ પ્રત્યેક અવયવની આકૃતિ તથા કર્મ અલગ-અલગ છે; પરંતુ છતાં પણ શરીરનાં પ્રત્યેક અવયવમાં પ્રીતિની એકતા છે. કર્મમાં ભિન્નતા હોવાથી પ્રીતિનો ભેદ નથી થતો. આનાં મૂળમાં કારણ એ જ છે કે સમસ્ત શરીર એક છે. આ વાતમાં કોઈનો વિરોધ નથી. એ જ પ્રમાણે જો વિશ્વની એકતામાં આસ્થા કરી લેવામાં આવે, તો ભાષા, મત, કર્મ, વિચાર-ધારા, પદ્ધતિ, આકૃતિ, રહેણી-કરણી વગેરેમાં ભિન્ન-ભિન્ન પ્રકારનો ભેદ હોવા છતાં પણ પ્રીતિની એકતા સુરક્ષિત રહી શકે છે.

પ્રાકૃતિક નિયમ અનુસાર તો ભિન્નતા એકતા-સંપાદન માટે સાધનરૂપ છે, પરંતુ વ્યક્તિત્વનો મોહ તથા પોત-પોતાની માન્યતાને કારણે જે ભિન્નતા એકતા-સંપાદન માટે મળી હતી, તે આજે સંઘર્ષનું કારણ બની ગઈ છે. આવી

ભયંકર પરિસ્થિતિમાં માનવ-સમાજે ઇન્દ્રિય-જ્ઞાનથી પ્રતીત થવાવાળી ભિન્નતામાં એકતાનાં દર્શન બુદ્ધિ-દૃષ્ટિથી વિવેકનાં પ્રકાશમાં કરવું અનિવાર્ય છે.

અનેકતામાં એકતાનાં દર્શન કરતાં જ એ દરેક પ્રવૃત્તિઓનો સ્વતઃ અંત થઈ જશે, જેનાથી નિર્બળોનાં અધિકારનું અપહરણ થાય છે. એ નિયમ છે કે જે નહિ કરવું જોઈએ, તેને ન કરવાથી એ સ્વતઃ થવા લાગે છે, જે કરવું જોઈએ. જેનાં દ્વારા કોઈનાં અધિકારનું અપહરણ નથી થતું, તેનાં દ્વારા બીજાઓનાં અધિકારની રક્ષા સ્વતઃ થવા લાગે છે. ગતિશીલ જીવનમાં અવનતિનો નિરોધ થતાં જ ઉન્નતિ સ્વતઃ થાય છે. એ જ વિકાસનો હ્રાસ થાય છે, જેની ઉત્પત્તિમાં કોઈનો વિનાશ નિહિત છે.

કોઈની અવનતિ દ્વારા પ્રાપ્ત કરેલી ઉન્નતિ અવનતિ જ છે. આરંભ ભલેને એવું પ્રતીત થાય કે કોઈની હાનિમાં કોઈનો લાભ છે; પણ પરિણામમાં તો એ જ સિદ્ધ થશે કે કોઈની હાનિથી ઉત્પન્ન થયેલો લાભ એક મોટી હાનિની તૈયારી છે. આ જ ભૂલથી બે દેશોમાં, બે વર્ગોમાં, બે વ્યક્તિઓમાં, બે મતો, સંપ્રદાયો તેમજ વિચાર-ધારાઓમાં પરસ્પર સંઘર્ષ થતો રહે છે. જો કે દરેકની માંગ ઉન્નતિની છે; પરંતુ ઉન્નતિનાં નામે પ્રીતિનાં સ્થાન પર સંઘર્ષને જન્મ આપે છે. જે બળનો ઉપયોગ નિર્બળોનાં વિનાશમાં કરવામાં આવે છે, જો એ જ બળનો ઉપયોગ નિર્બળોનાં વિકાસમાં કરવામાં આવે, તો શું ઉન્નતિ નહિ થાય ? અવશ્ય થશે. પરંતુ બળનાં અભિમાનીઓ બળનો સદુપયોગ ન કરીને તેનો દુરુપયોગ કરી બેસે છે.

બળનો દુરુપયોગ કરતાં જ વિરોધી શક્તિનો પ્રાદુર્ભાવ થઈ જાય છે. તેનું પરિણામ એ થાય છે કે જે પોતાને સબળ માનતો હતો, એ જ નિર્બળ બની જાય છે અને પછી તેનાં પ્રત્યે એ જ થવા લાગે છે, જે તેણે અન્ય પ્રત્યે કર્યું હતું. આ પ્રમાણે પરસ્પરમાં ઉન્નતિનાં નામે સંઘર્ષો થતા રહે છે, જે વાસ્તવમાં અવનતિનાં હેતુ છે.

જ્યારે સમસ્ત વિશ્વ એક દૃશ્ય છે, તો જે જ્ઞાનથી સૃષ્ટિની પ્રતીતિ થાય છે, તે જ્ઞાન પણ એક છે. જો આવું ન હોત તો, ન તો વિશ્વની એકતા સિદ્ધ થાત



અને ન તેનાં દૃષ્ટાની; અને ન એ સિદ્ધ થાત કે સર્વનો જ્ઞાતા એક છે. સર્વનાં જ્ઞાને પોતાનાં જ્ઞાતાને નથી જાણ્યા, પરંતુ સમસ્ત વિશ્વને પોતાનાં જ જ્ઞાનથી પ્રકાશિત કર્યું અને પોતાનાં જ કોઈ એક અંશમાં સમસ્ત સૃષ્ટિને સ્થાન આપીને ભિન્ન-ભિન્ન પ્રકારની રચના કરી. રચનાનાં આધારે વિજ્ઞાન-વેત્તાઓએ સૃષ્ટિનાં ઉપયોગની અનેક પદ્ધતિઓ નિર્મિત કરી અને તેનો આશ્રય લઈને ભિન્ન-ભિન્ન પ્રકારનાં ભોગોનું સંપાદન કર્યું; પરંતુ તે ભોગનાં ભયંકર પરિણામથી પોતાને ન બચાવી શક્યા. જેમ-જેમ ભોગ-સામગ્રીનું સંપાદન કરતા રહ્યા, તેમ-તેમ ભોગની રુચિ સબળ તથા સ્થાયી થતી રહી અને જેમ-જેમ ભોગની રુચિ સબળ થતી ગઈ, તેમ-તેમ દીનતા, અભિમાન, પરાધીનતા વગેરે દુર્બળતાઓ પણ વધતી ગઈ. એ દુર્બળતાઓની વ્યથાથી વ્યથિત થવાથી અનંતનાં મંગલમય વિધાનથી જે પ્રકાશ મળ્યો, તેનાંથી વિશ્વનાં પ્રકાશકની તરફ દૃષ્ટિ ગઈ. ત્યાં જતાં જ તે પ્રકાશકની પ્રીતિ થઈ ગઈ. તેની જ અભિવ્યક્તિ જ્યારે બાહ્ય જીવન પર થઈ, ત્યારે અનેક ભેદો હોવા છતાં પણ પ્રીતિની એકતા સ્વતઃ પરસ્પરમાં રસ પ્રદાન કરવા લાગી, જેને પામીને ભોગની રુચિનો નાશ થઈ ગયો અને પછી પ્રીતિ અને પ્રીતમથી ભિન્નની સત્તા જ ન રહી.

એ પ્રીતમે પોતાને છૂપાવ્યા; પરંતુ પોતાનાં મંગલમય વિધાનથી માનવને વિવેક પ્રદાન કર્યો, જેનાં પ્રકાશમાં બુદ્ધિ-દૃષ્ટિ તથા ઇન્દ્રિય-દૃષ્ટિ કાર્ય કરે છે. નિજ-વિવેક મંગલમય વિધાનનુ પ્રતીક છે. જે માનવ મળેલાં બળનો વિવેકનાં પ્રકાશમાં ઉપયોગ કરે છે, તેને કર્તવ્ય-પરાયણતા પ્રાપ્ત થાય છે અને તેનું જીવન જગત માટે ઉપયોગી સિદ્ધ થાય છે. આ દૃષ્ટિએ સર્વોત્કૃષ્ટ નીતિ એ જ છે, જેનાથી વ્યક્તિનું જીવન સમાજ માટે ઉપયોગી સિદ્ધ થાય. જેનું જીવન જગત માટે ઉપયોગી સિદ્ધ થાય છે, તેનું જીવન પોતાનાં તથા અનંતનાં માટે પણ ઉપયોગી સિદ્ધ થાય છે. જ્યાં સુધી માનવ વિશ્વ પાસેથી પ્રાપ્ત વસ્તુને વ્યક્તિગત માને છે, ત્યાં સુધી તેનું જીવન જગત માટે ઉપયોગી સિદ્ધ નથી થતું; કેમકે પ્રાપ્ત વસ્તુની મમતા તેની ઉદારતાને આચ્છાદિત કરી, એ બિચારાને લોભ, મોહ વગેરે વિકારોમાં આબદ્ધ કરી દે છે. તેનું પરિણામ એ થાય છે કે તે અપ્રાપ્ત વસ્તુઓની

કામનાઓમાં ગુંચવાઈ જાય છે, જેથી પ્રત્યેક કાર્યનાં અંતમાં આપોઆપ આવવાવાળી શાંતિ ભંગ થઈ જાય છે. શાંતિ ભંગ થવાથી આવશ્યક સામર્થ્યનું સંપાદન નથી થઈ શકતું, અર્થાત્ અસમર્થતા આવી જાય છે. જેનાં આવતાં જ જે કરવું જોઈએ, તે કરી નથી શકતો અને જે નહિ કરવું જોઈએ, તેને કરી બેસે છે; જેમાં પ્રીતિ થવી જોઈએ તેમાં પ્રીતિ નથી થતી અને જેમાં આસક્તિ નહિ રહેવી જોઈએ, તેમાં આસક્તિ થઈ જાય છે. એટલું જ નહિ, પ્રાકૃતિક વિધાન અનુસાર જે સ્વતઃ થઈ રહ્યું છે, તેનાથી તે અસહયોગ નથી કરી શકતો, જેનાં કર્યા વિના જે નિત્ય પ્રાપ્ત છે, તેમાં પ્રીતિ નથી થતી. અથવા એમ કહો કે તેની સાથે યોગ નથી થતો અથવા તેનો બોધ નથી થતો, જેનાંથી સર્વ કાંઈ પ્રકાશિત છે.

જે થઈ રહ્યું છે, તેને કોઈ રોકી નથી શકતું; તેનાં ન થવાની વાત ભલેને વિચારતો રહે. અસહયોગ વિના અનુકૂળતાની દાસતા અને પ્રતિકૂળતાનો ભય નાશ નથી થતો અને તેનો બોધ પણ નથી થતો, જેની સત્તાથી સર્વ કાંઈ થઈ રહ્યું છે.

અસહયોગનો અર્થ દ્વેષ તથા ઘૃણા નથી. જેની સાથે પોતાનું કાંઈ પ્રયોજન નથી, તેનાથી વિમુખ થવું જ અસહયોગ છે. પોતાનું પ્રયોજન કોની સાથે નથી ? જેનાંથી જીવન ઉપયોગી સિદ્ધ ન થાય. જેનું સ્વતંત્ર અસ્તિત્વ નથી, તેનાં સહયોગથી જીવન ઉપયોગી સિદ્ધ નથી થતું. સ્વતંત્ર અસ્તિત્વ કોનું નથી ? જે થઈ-થઈને મટી રહ્યું છે. આ જ 'થઈ રહ્યું છે' નો અર્થ છે.

વિશ્વની વસ્તુને વ્યક્તિગત માની લેવી વિવેક-વિરોધી માન્યતા છે. આ માન્યતાથી ન તો પોતાનો જ વિકાસ થાય છે અને ન સુંદર સમાજનું નિર્માણ પણ. આ વિવેક-વિરોધી માન્યતાનો અંત થતાં જ વ્યક્તિ સમાજનાં અધિકારનો પુંજ રહી જાય છે અને સમાજ વ્યક્તિની સેવાનું ક્ષેત્ર બની જાય છે. સેવા, વ્યક્તિ અને સમાજમાં વાસ્તવિક એકતા સ્થાપિત કરવામાં સમર્થ છે. સેવાનો મૂળ મંત્ર છે — ઉદારતા, જે કરુણા અને પ્રસન્નતાનાં સ્વરૂપમાં પ્રગટ થઈને વ્યક્તિ અને સમાજમાં અનુપમ અભિન્નતા ઉત્પન્ન કરી દે છે. સમાજ ઉદાર વ્યક્તિઓ વિના ક્યારેય પોતાને સુંદર નથી બનાવી શકતો. સુદર સમાજને રાષ્ટ્રની આવશ્યકતા


નથી હોતી. મળેલા બળનાં દુરુપયોગથી જ રાષ્ટ્રની આવશ્યકતાનો અનુભવ થયો છે. બળનો દુરુપયોગ વિવેકનાં અનાદરમાં નિહિત છે. આથી વિવેકપૂર્વક બળનો સદુપયોગ કરવામાત્રથી જ સંઘર્ષનો અંત થઈ શકે છે. આ દષ્ટિએ બળની અપેક્ષાએ વિવેકને અધિક મહત્ત્વ આપવું અનિવાર્ય છે. બળનો ઉપયોગ પોતાનાં અથવા બીજાઓનાં સંકલ્પની પૂર્તિમાં જ થાય છે. પોતાનાં સંકલ્પોની પૂર્તિનું સુખ નવીન સંકલ્પને જન્મ આપે છે અને બીજાઓનાં સંકલ્પની પૂર્તિ 'કરવાના રાગ'ની નિવૃત્તિમાં હેતુ છે. જેને સંકલ્પ-પૂર્તિમાં જીવન-બુદ્ધિ અનુભવ નથી થતી, તેને કોઈ પણ બળની અપેક્ષા નથી રહેતી. આનો અર્થ એ નથી કે તે નિર્બળ થઈ જાય છે, પરંતુ તેનો પ્રવેશ બળથી અતીતનાં જીવનમાં થઈ જાય છે. બળનો સદુપયોગ એકમાત્ર નિર્બળોની સેવામાં જ છે, ભોગમાં નહિ.

સેવા ભોગની રુચિને ખાઈ જાય છે અને સેવકનાં આવશ્યક સંકલ્પો તેનાં નિર્વિકલ્પ થવા છતાં પણ સ્વતઃ પૂરાં થઈ જાય છે; કેમકે તેનો પોતાનો કોઈ સંકલ્પ નથી. જેનો પોતાનો કોઈ સંકલ્પ છે, તે સેવા નથી કરી શકતો. જો કોઈ એમ કહે કે બળનો ઉપયોગ પોતાની રક્ષામાં છે. તો આ વાત પણ વિવેક-વિરોધી છે; કારણ, કે બળ દ્વારા તેનાથી પોતાની રક્ષા નથી થઈ શકતી, જેનામાં સમાન બળ છે અથવા અધિક બળ છે. આથી એ નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે કે બળની અપેક્ષા ન પોતાની રક્ષામાં છે અને ન પોતાનાં વિકાસમાં. બળપૂર્વક કરેલો ભોગ હ્રાસનો હેતુ છે, વિકાસનો નહિ. બળનો સદુપયોગ એકમાત્ર નિર્બળોની આદરપૂર્વક સેવામાં જ છે અને બળનું સંપાદન પણ બળનાં સદુપયોગમાં જ નિહિત છે. બળનો સદુપયોગ ત્યારે જ સંભવ થશે, જ્યારે માનવ એ સ્વીકાર કરે કે મળેલું બળ નિર્બની ધરોહરમાત્ર છે, પોતાનું નથી; કેમકે પોતાનાં માટે બળની અપેક્ષા જ નથી.

પ્રાકૃતિક નિયમ અનુસાર બળનો અત્યંત અભાવ કોઈ પણ વ્યક્તિનાં જીવનમાં નથી, અર્થાત્ કંઈક ને કંઈક બળ દરેકને મળ્યું છે. જો એવું ન હોત, તો જીવનમાં કાંઈ પણ કરવાનો પ્રશ્ન જ ઉત્પન્ન ન થાત. જ્યારે માનવ કંઈક કરી શકે છે, ત્યારે જ કરવાનો પ્રશ્ન ઉત્પન્ન થયો છે. મળેલા બળનો ભોગમાં વ્યય

કરવાથી બળનો હ્રાસ અને પરિણામમાં અભાવ; સેવામાં વ્યય કરવાથી આવશ્યક બળની અભિવ્યક્તિ અને પરિણામમાં ચિર-વિશ્રામ છે. આ દૃષ્ટિએ એ નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે કે મળેલું બળ સેવા માટે છે, પોતાનાં માટે નહિ. પોતાનાં માટે તો એકમાત્ર ચિર-વિશ્રામ જ અપેક્ષિત છે. ચિર-વિશ્રામનાં સંપાદન માટે જ બધું કરવાનો પ્રશ્ન છે અને આ જ પોતાનાં ઉપર દાયિત્વ છે. વિશ્રામનું અપહરણ કોઈ અન્ય દ્વારા નથી થતું, પરંતુ પોતાનાં જ પ્રમાદથી થાય છે. બિચારો બળનો અભિમાની ચિર-વિશ્રામ નથી પામતો. ચિર-વિશ્રામ તેને જ મળે છે, જેનાં જીવનમાં પ્રાપ્ત બળનો દુરુપયોગ અને અપ્રાપ્ત બળની કામના નથી.

આજે મળેલા બળનાં દુરુપયોગ તથા અપ્રાપ્ત બળની કામનાએ માનવને 'માનવ' નથી રહેવા દીધો, અર્થાત્ તેને વિદ્યમાન માનવતાથી વિમુખ કરી દીધો છે. બળનો દુરુપયોગ રોકવા માટે રાષ્ટ્ર, મત, સંપ્રદાય વગેરેનો પ્રાદુર્ભાવ થયો. પરંતુ પોતાનાં પર વિવેકનું શાસન ન રહેવાથી કોઈ પણ પદ્ધતિ સર્વાંશમાં સફળ ન થઈ. એવી દશામાં એ અનિવાર્ય થઈ જાય છે કે પ્રત્યેક માનવે નિજ-વિવેકનાં પ્રકાશમાં જ મળેલા બળનો સદુપયોગ કરવાનો છે, અર્થાત્ પોતાનાં પ્રત્યે પોતે જ ન્યાય કરવો પરમ આવશ્યક છે. એનાં વિના ન તો બળનો સદુપયોગ જ થઈ શકે છે અને ન વર્તમાન નિર્દોષતા જ સુરક્ષિત રહી શકે છે. એટલું જ નહિ, કરેલા બળનાં દુરુપયોગનો પ્રભાવ પણ નથી મટી શકતો, જેનાં મટ્યા વિના વ્યર્થ-ચિંતનનો નાશ નથી થતો, તેનાં થયા વિના નિશ્ચિંતતા તથા નિર્ભયતાની અભિવ્યક્તિ નથી થતી. નિશ્ચિંતતા વિના ચિર-વિશ્રામ ક્યાં ? અને ચિર-વિશ્રામ વિના વાસ્તવિક જીવનમાં પ્રવેશ જ નથી થઈ શકતો. નિર્ભયતા વિના કર્તવ્યને 'કર્તવ્ય' જાણીને તેનું પાલન અને અકર્તવ્યને 'અકર્તવ્ય' જાણીને તેનો ત્યાગ નથી થઈ શકતો. કોઈ ભયથી બુરાઈ ન કરવાથી પણ બુરાઈનો નાશ નથી થતો; કેમકે બુરાઈ-જનિત સુખનો રાગ અંકિત રહે છે. કોઈ પ્રલોભનથી પ્રેરિત થઈને કરેલું કર્તવ્ય-કર્મ ચિર-વિશ્રામ ન આપીને કર્તૃત્વનાં અભિમાન તથા ફલાસક્તિમાં જ આબદ્ધ કરે છે. આથી અકર્તવ્યને 'અકર્તવ્ય' અને કર્તવ્યને 'કર્તવ્ય' જાણીને જ માનવ કર્તવ્ય-પરાયણ થઈને ચિર-વિશ્રામ પામે છે.


ચિર-વિશ્રામમાં જ માનવનાં ઉદ્દેશ્યની પૂર્તિ નિહિત છે; કારણ, કે વિશ્રામ પ્રાપ્ત થવાથી વાસ્તવિક જીવન સાથે અભિન્નતા સ્વતઃ થઈ જાય છે. પરંતુ આ ત્યારે સંભવ થશે, જ્યારે માનવ નિજ-વિવેકનાં પ્રકાશમાં જ મળેલાં બળનો સદુપયોગ કરવાની નીતિને અપનાવે. એટલા માટે સમસ્ત અભાવોનો અભાવ તેમજ સંઘર્ષનો અંત કરવા માટે બળની અપેક્ષાએ વિવેકને વધારે મહત્ત્વ આપવું અનિવાર્ય છે.





## તૃતીય પ્રકરણ

ન્યાયની સફળતા નિર્દોષતાની અભિવ્યક્તિમાં છે અને જે પદ્ધતિ દ્વારા આવા ન્યાયને ચરિતાર્થ કરવામાં આવે છે, એ જ સુંદર નીતિ છે. એ ન્યાય, ન્યાય જ નથી, જે અપરાધીને નિરપરાધ બનાવવામાં સમર્થ ન હોય. ન્યાયથી કોઈનો હ્રાસ નથી થતો, પરંતુ વિકાસ જ થાય છે. ન્યાય ભિન્નતાને અભિન્નતામાં પરિવર્તિત કરીને પૂર્ણ થાય છે, અર્થાત્ ન્યાય બે ને એક કરે છે, ત્યારે જ ન્યાયયુક્ત જીવનથી શાંતિની સ્થાપના થાય છે. આ દૃષ્ટિએ ન્યાય માનવ-જીવનનું મુખ્ય અંગ છે.

ન્યાયયુક્ત પ્રાણીઓથી કોઈનાં અધિકારનું અપહરણ નથી થતું; કેમકે ન્યાય કર્તવ્યની પ્રેરણા આપે છે. કર્તવ્યનું ફળ વિદ્યમાન રાગની નિવૃત્તિ છે, કોઈ અન્ય વસ્તુની પ્રાપ્તિ નહિ. કર્તવ્યનિષ્ઠ પ્રાણીનાં જીવનમાં કર્તવ્યનું જ મહત્ત્વ છે. એ નિયમ છે કે વિદ્યમાન રાગ-નિવૃત્તિ વિના ન્યાયને પ્રેમમાં પરિણત કરવાનું સામર્થ્ય જ નથી આવતું. જે ન્યાય પ્રેમમાં વિલીન નથી થતો, તે ભેદનો અંત કરવામાં સમર્થ નથી. ભેદનો અંત થયા વિના ન તો સંઘર્ષનો જ નાશ થાય છે અને ન શાંતિની સ્થાપના જ થાય છે. શાંતિ વિના સામર્થ્યની અભિવ્યક્તિ સંભવ નથી અને સામર્થ્ય વિના સ્વાધીનતા સુરક્ષિત નથી રહેતી, જે દરેકને અભીષ્ટ છે.

પારસ્પરિક ભિન્નતા જ પરસ્પરમાં વૈમનસ્ય અને સંઘર્ષને જન્મ આપે છે. ભિન્નતાનું એકમાત્ર કારણ પોતાનાં અધિકાર અને બીજાઓનાં કર્તવ્ય પર દૃષ્ટિ રાખવી છે. જો કે કોઈનો અધિકાર જ કોઈનું કર્તવ્ય છે, પરંતુ પોતાનાં અધિકારને સુરક્ષિત રાખવામાં સ્વાધીનતા નથી, પરંતુ સ્વાધીનતા છે બીજાઓનો અધિકાર સુરક્ષિત રાખવામાં. સ્વાધીનતા-સંપાદનનું સાધન પણ સ્વાધીન છે. આ કારણે પોતાનાં અધિકાર પર દૃષ્ટિ રાખવી ભૂલ છે. વાસ્તવમાં તો અધિકાર કર્તવ્યનો દાસ છે. કર્તવ્યનિષ્ઠ પ્રાણીની દૃષ્ટિ પોતાનાં અધિકાર ઉપર નથી



રહેતી, પરંતુ બીજાઓનાં અધિકાર પર રહે છે. અધિકારની સ્મૃતિ કર્તવ્યની વિસ્મૃતિમાં હેતુ છે. કર્તવ્યની વિસ્મૃતિ જ અકર્તવ્યને જન્મ આપે છે, જેનું માનવ-જીવનમાં કોઈ સ્થાન જ નથી. અધિકારની પૂર્તિમાં નવીન રાગ તથા અપૂર્તિમાં ક્ષોભ તથા ક્રોધની ઉત્પત્તિ થાય છે, જેનાં ઉત્પન્ન થતાં જ ઉદ્દેશ્યની વિસ્મૃતિ આપોઆપ થઈ જાય છે. ઉદ્દેશ્યને ભૂલતાં જ કર્તવ્યનું જ્ઞાન આચ્છાદિત થઈ જાય છે. આ દૃષ્ટિએ અધિકાર-લાલસા હ્રાસનું મૂળ છે.

અધિકાર-લાલસાનો અંત થતાં જ રાગ તથા ક્રોધનો નાશ થઈ જાય છે. ક્રોધ-રહિત થતાં જ ક્ષમાશીલતા, ઉદારતા, સ્નેહ, નિર્વૈરતા વગેરે દિવ્ય ગુણોની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે અને રાગ-રહિત થતાં જ સ્વાધીનતા આપોઆપ આવી જાય છે, જેનાં આવતાં જ અનુકૂળતાની દાસતા અને પ્રતિકૂળતાનો ભય આપોઆપ મટી જાય છે અને પક્ષપાતની ગંધ પણ નથી રહેતી. તેનાં ન રહેવાથી વાણીમાં સત્યતા આવી જાય છે. તેનો નિર્ણય દરેક માટે હંમેશા હિતકર સિદ્ધ થાય છે, જે વાસ્તવિક ન્યાય છે. અધિકાર-લાલસામાં આબદ્ધ પ્રાણી ક્યારેય ન્યાયાધીશ નથી થઈ શકતો. આ જ કારણ છે કે પરસ્પર સમજૂતિ થવા છતાં પણ એકતા નથી થતી. સંઘર્ષ કેટલાક સમય માટે દબાઈ ભલેને જાય, તેનો નાશ નથી થતો. દબાયેલો સંઘર્ષ અનેક રૂપો ધારણ કરીને પ્રગટ થતો રહે છે. જે પ્રમાણે કોઈ વૃક્ષનું મૂળ તથા બીજ બન્યું રહેવાથી વૃક્ષ વારંવાર ઉગતું જ રહે છે, એ જ પ્રમાણે અધિકાર-લાલસા રહેતાં સંઘર્ષની ઉત્પત્તિ થતી જ રહે છે.

અધિકાર-લાલસા નાશ થતાં પોતાનું અસ્તિત્વ જ નહિ રહે, ઉદ્દેશ્યની પૂર્તિ જ નહિ થાય, નિર્વાહ થવો પણ દુર્લભ થઈ જશે, અથવા નિર્વાહ નહિ થાય — આ બધી વાતો નિર્મૂળ છે. અધિકારનો ત્યાગ અસંગતા અને અભિન્નતા પ્રદાન કરે છે. અસંગતા દિવ્ય-જીવન સાથે અને અભિન્નતા પરમ પ્રેમ સાથે અભિન્ન કરી દે છે, જે માનવમાત્રની માંગ છે. એટલું જ નહિ, અધિકારનો ત્યાગ વિપક્ષીમાં કર્તવ્યની ભાવના જાગ્રત કરે છે. એ નિયમ છે કે ભાવ-શુદ્ધિમાં જ કર્મની શુદ્ધિ નિહિત છે. કર્મ સીમિત અને ભાવ અસીમ છે. ભાવને અનુરૂપ કર્મ ભાવમાં સજીવતા લાવે છે અને શુદ્ધ ભાવના કર્મને શુદ્ધ બનાવે છે. અધિકારનાં ત્યાગથી

જ પરસ્પર એકતા અને સમાજમાં કર્તવ્ય-પરાયણતાનો પ્રાદુર્ભાવ થાય છે. આ દૃષ્ટિએ અધિકાર-ત્યાગ જ સુંદર સમાજનાં નિર્માણમાં હેતુ છે.

અધિકાર-લાલસાથી રહિત પ્રાણીને કોઈ પણ પરિસ્થિતિમાં કોઈનાથી પણ ભય નથી થતો અને ન તેનાંથી કોઈને ભય થાય છે. ભયનું આદાન-પ્રદાન અધિકાર-લોલુપ પ્રાણીઓમાં જ થાય છે. ભય-યુક્ત જીવન કોઈને પણ પ્રિય નથી. પ્રાકૃતિક વિધાન અનુસાર અધિકાર-રહિત પ્રાણીઓની રક્ષા સ્વતઃ થાય છે અને અધિકાર-અપહરણ કરવાવાળાઓનો નાશ અવશ્યંભાવી છે. આ મંગલમય વિધાનનો આદર કરવાથી બીજાઓનાં અધિકારની રક્ષા અને પોતાનાં અધિકારનાં ત્યાગની અભિરુચિ સ્વતઃ જાગ્રત થાય છે, જે વિકાસનું મૂળ છે. આ દૃષ્ટિએ અધિકારની અપેક્ષાએ કર્તવ્યને જ મહત્ત્વ આપવાનું છે અથવા એમ કહો કે કર્તવ્યમાં જ પોતાનો અધિકાર છે. અધિકાર-લાલસાથી યુક્ત કર્તવ્ય કેવળ વ્યાપારમાત્ર છે અથવા એમ કહો કે પશુતા છે. અધિકાર-શૂન્ય કર્તવ્ય જ કર્તવ્ય છે. જે માનવીઓ અધિકાર ત્યાગ કરી કર્તવ્યનું પાલન કરે છે, તેઓ ન્યાયને પ્રેમમાં વિલીન કરી સર્વોત્કૃષ્ટ ઉદ્દેશ્યને પ્રાપ્ત કરવામાં સમર્થ થાય છે, એ નિર્વિવાદ સત્ય છે.

═❀═





## ચતુર્થ પ્રકરણ

પોતાને અથવા બીજાઓને બુરા સમજવાનું એકમાત્ર કારણ ભૂતકાળની ઘટનાઓને આધારે વર્તમાનની નિર્દોષતાને આચ્છાદિત કરી દેવી છે. કેમકે કોઈ પણ વ્યક્તિ સર્વાંશમાં ક્યારેય પણ બૂરો નથી હોતો અને ન દરેક માટે બુરો હોય છે. બુરાઈ ઉત્પત્તિ-વિનાશ-યુક્ત છે, નિત્ય નહિ. જે નિત્ય નથી, તેની સાથે નિત્ય-સંબંધ સંભવ નથી. એવી દશામાં પોતાને અથવા બીજાઓને હંમેશા માટે બુરા માની લેવા પ્રમાદથી વધીને બીજું કાંઈ નથી.

વર્તમાન દરેકનો નિર્દોષ છે, આ સૌનો અનુભવ છે. જ્યારે આપણે પોતાનાં કોઈ પણ દોષની ચર્ચા કરીએ છીએ, ત્યારે એ માનવું જ પડે છે કે તે દોષ ભૂતકાળનો છે. વર્તમાનમાં તો કરેલા દોષની સ્મૃતિ છે, દોષ-યુક્ત પ્રવૃત્તિ નહિ. કોઈ પ્રવૃત્તિની સ્મૃતિ કોઈનું સ્વરૂપ નથી. જે સ્વરૂપ નથી, તેને અભેદભાવથી પોતાનાં અથવા બીજાઓમાં આરોપ કરવું, શું ન્યાયયુક્ત નિર્ણય છે ? કદાપિ નહિ. આથી પોતાને અથવા બીજાઓને વર્તમાનમાં બુરા સમજવા વિવેક-વિરોધી નિર્ણય છે. આ નિર્ણયથી પોતાનાંમાં અપરાધી-ભાવ દૃઢ થાય છે અને બીજાઓ પ્રત્યે ઘૃણા ઉત્પન્ન થાય છે. અપરાધી-ભાવ આરોપિત કરીને કોઈ પણ નિરપરાધ નથી થઈ શકતું; કેમકે જેવો અહંભાવ હોય છે તેવી જ પ્રવૃત્તિ થાય છે. અહં પ્રવૃત્તિનું મૂળ છે અથવા એમ કહો કે કર્તા જ કર્મનાં રૂપમાં વ્યક્ત થાય છે. આ દૃષ્ટિએ અશુદ્ધ કર્તાથી શુદ્ધ કર્મની ઉત્પત્તિ સંભવ જ નથી. શુદ્ધ કર્મ શુદ્ધ કર્તાથી જ થાય છે. કર્મની શુદ્ધિ ત્યારે જ થઈ શકે છે, જ્યારે કર્તા શુદ્ધ થઈ જાય. આથી કર્મની શુદ્ધિ માટે કર્તામાં શુદ્ધતાની પ્રતિષ્ઠા કરવી અનિવાર્ય છે, જે વાસ્તવમાં વિવેક-સિદ્ધ છે.

બીજાઓ પ્રત્યે ઉત્પન્ન થયેલી ઘૃણા સમીપતામાં પણ દૂરતા ઉત્પન્ન કરી દે છે, અર્થાત્ બાહ્ય દૃષ્ટિથી બે વ્યક્તિઓ, બે વર્ગો, બે દેશો સમીપ રહેતા હોવા

છતાં પણ, આંતરિક દૃષ્ટિએ એક-બીજાઓથી દૂર થતાં જાય છે. આનું પરિણામ બહુ જ ભયંકર હોય છે. પરસ્પર વેર-ભાવની બહુ જ ઊંડી ખાઈ બની જાય છે. વેર-ભાવ પોતાનાં અને બીજાઓનાં વિનાશમાં હેતુ છે અને સમસ્ત સંઘર્ષોનું મૂળ છે. વેર-ભાવ વ્યક્તિનાં મસ્તિષ્કને એટલું અસ્વસ્થ કરી દે છે કે તે વસ્તુસ્થિતિનો યથેષ્ટ પરિચય નથી કરી શકતો. તેને વિપક્ષીમાં દોષ જ દોષ પ્રતીત થવા લાગે છે. એ દ્વેષનો મહિમા છે કે ગુણનાં દર્શન નથી થવા દેતો. એ નિયમ છે કે કોઈનો દ્વેષ કોઈનો રાગ બની જાય છે. જે પ્રમાણે દ્વેષ ગુણનાં દર્શન નથી થવા દેતો, એ જ પ્રમાણે રાગ દોષનાં દર્શન નથી થવા દેતો. વેર-ભાવ પોતાનો દોષ અને વિપક્ષીનો ગુણ જોવા નથી દેતો.

પોતાનાં દોષને જાણ્યા વિના તેનો ત્યાગ નથી થતો અને બીજાઓનાં ગુણને જાણ્યા વિના તેની સાથે એકતા નથી થઈ શકતી. આ કારણે વેર-ભાવ ક્યારેય પણ ન તો પરસ્પર એકતા જ થવા દે છે અને ન સંઘર્ષનો નાશ પણ. વેર-ભાવ સમાન બીજો કોઈ આપણો વેરી નથી, જેની ઉત્પત્તિ બીજાઓને બુરા સમજવાથી થાય છે. આથી કોઈને બુરો સમજવો પોતાનું બુરુ કરવું છે. જો માનવ નિર્દોષ થવા માંગે છે, તો તેણે પોતાને અને બીજાઓને વર્તમાનમાં નિર્દોષ માનવા જ પડશે; કેમકે એ વિવેક-સિદ્ધ છે.

ભૂતકાળનાં દોષોની સ્મૃતિએ જ વર્તમાનની નિર્દોષતાને ઢાંકી દીધી છે. જો ભૂતકાળની સ્મૃતિનાં આધારે કરેલા દોષને ન દોહરાવવાનું મહાવ્રત લઈ લેવામાં આવે, તો સ્મૃતિ સાથે અસહયોગ કરવાનું સામર્થ્ય આવી જાય છે અને પોતાનાંમાંથી અપરાધી-ભાવનો વિનાશ થઈ જાય છે, જેનાં થતાં જ વર્તમાનની નિર્દોષતાનો સ્પષ્ટ બોધ થઈ જાય છે અને પછી તેનો પ્રભાવ શરીર, ઇન્દ્રિય, પ્રાણ, મન, બુદ્ધિ વગેરે પર સ્વતઃ થવા લાગે છે. એટલું જ નહિ, તેની પ્રત્યેક પ્રવૃત્તિ નિર્દોષતાથી યુક્ત થવા લાગે છે, જેથી સમાજમાં નિર્દોષતા વિભુ થઈ જાય છે. તેનાં ન ચાહવા છતાં પણ તેને આદર તથા પ્યાર મળવા લાગે છે; કેમકે નિર્દોષતાની માંગ માનવમાત્રને છે. તેનું જીવન દોષ-યુક્ત પ્રાણીઓને નિર્દોષ બનાવવામાં પથ-પ્રદર્શન કરે છે.



પોતાની નિર્દોષતાને સુરક્ષિત રાખવા માટે બીજાઓને દોષી ન માનવા અનિવાર્ય છે. પ્રાકૃતિક નિયમ અનુસાર કોઈને બુરો સમજવો સૌથી મોટી બુરાઈ છે; કેમકે કોઈને બુરો સમજવાનું પરિણામ, તેની વર્તમાન નિર્દોષતામાં બુરાઈની દૃઢ સ્થાપના કરવી છે. કોઈને બુરો માનવો, બુરાઈને વ્યાપક કરી દેવી છે. કરેલી બુરાઈ સીમિત છે, અસીમ નહિ. પરંતુ કોઈને બુરો માનીને તો, બુરાઈની ઉત્તરોત્તર વૃદ્ધિ જ કરવી છે. કોઈનું બુરુ ઇચ્છવું બુરાઈની અપેક્ષાએ ક્યાંય વધારે બુરાઈ છે, અને કોઈને બુરો સમજવો બુરુ ઇચ્છવાની અપેક્ષાએ પણ ક્યાંય વધારે બુરાઈ છે. આ કારણે કોઈને બુરો સમજવા સમાન બીજી કોઈ બુરાઈ હોઈ જ નથી શકતી. જે કોઈને બુરો સમજે છે, તેનાં જીવનમાંથી અશુદ્ધ સંકલ્પોનો નાશ જ નથી થતો. અશુદ્ધ સંકલ્પોની ઉત્પત્તિ અશુદ્ધ કર્મને જન્મ આપે છે. આથી બીજાને બુરો સમજીને કોઈ પણ વ્યક્તિ અશુદ્ધ કર્મથી બચી નથી શકતો. આ દૃષ્ટિએ બીજાઓને બુરા સમજવા, પોતાને બુરા બનાવવામાં મુખ્ય હેતુ છે. કોઈને બુરા સમજવાનો કોઈ પણ માનવને કોઈ અધિકાર નથી. એટલું જ નહિ, ત્યાં સુધી કે કોઈ સ્વયં જ પોતાની બુરાઈ સ્વીકાર કરે, ત્યારે પણ તેની સાથે તેની વર્તમાન નિર્દોષતાની ચર્ચા કરતાં તેને એ વિશ્વાસ અપાવવો જોઈએ કે વર્તમાન સૌનો નિર્દોષ છે. હા, એ અવશ્ય છે કે વર્તમાનની નિર્દોષતાને સુરક્ષિત રાખવા માટે, કરેલાં દોષોનો ત્યાગ અનિવાર્ય છે.

જ્યારે માનવ પોતાની અને બીજાઓની વર્તમાન નિર્દોષતાને સ્વીકાર કરી લે છે, ત્યારે તેને ભૂતકાળમાં કરેલાં દોષોને ત્યાગ કરવામાં બહુ જ સુગમતા થઈ જાય છે. એ નિયમ છે કે જેનાંમાંથી અપરાધી-ભાવનો અંત થઈ જાય છે, તેમાં નિર્દોષતાની અભિવ્યક્તિ સ્વતઃ થવા લાગે છે. અર્થાત્ નિર્દોષતાનો પ્રભાવ તેનાં શરીર, ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરે પર થવા લાગે છે અને પછી તેનાં દૈનિક જીવનથી સમાજમાં નિર્દોષતા ફેલાવા લાગે છે. નિર્દોષતાની સ્વીકૃતિમાં જ નિર્દોષતાની વ્યાપકતા વિદ્યમાન છે. આ રહસ્યને જાણી લીધા પછી માનવમાત્ર બહુ જ સુગમતાપૂર્વક નિર્દોષતા સાથે અભિન્ન થઈ શકે છે.

હવે જો કોઈ એમ કહે કે પોતાને નિર્દોષ માનવાથી તો મિથ્યા

અભિમાનની ઉત્પત્તિ થશે, જે સ્વયં બહુ મોટો દોષ છે. પણ વાત એવી નથી. અભિમાનની ઉત્પત્તિ તો ત્યારે થશે, જ્યારે પોતાને નિર્દોષ અને બીજાઓને દોષી માનીએ. જેણે સૌની નિર્દોષતા સ્વીકાર કરી છે, તેનાંમાં સમતાની અભિવ્યક્તિ થશે, અભિમાનની નહિ. સમતા યોગ છે, અભિમાન ભોગ છે. એ સૌને માન્ય હશે કે ભોગની સિદ્ધિ વિષમતામાં છે, સમતામાં નહિ. પોતાને દોષી અને બીજાઓને નિર્દોષ તથા બીજાઓને દોષી અને પોતાને નિર્દોષ માનવા વિષમતા છે. વિષમતાનો નાશ સૌમાં નિર્દોષતાની સ્થાપના કરતાં જ સ્વતઃ થઈ જાય છે. વિષમતા નષ્ટ થતાં જ ભોગ 'યોગ'માં વિલીન થઈ જાય છે. યોગ સામર્થ્યનું પ્રતીક છે. સામર્થ્ય આવતાં જ જે નહિ કરવું જોઈએ, તેની ઉત્પત્તિ જ નથી થતી અને જે કરવું જોઈએ, તે સ્વતઃ થવા લાગે છે અથવા એમ કહો કે દોષની ઉત્પત્તિ જ નથી થતી અને નિર્દોષતા જીવનમાં ઓત-પ્રોત થઈને જાતે પોતાને સ્વયં પ્રકાશિત કરવા લાગે છે. નિર્દોષતાની માંગ જીવનની માંગ છે. આ માંગને કોઈ પણ પ્રકારે મટાડી નથી શકાતી. જેને મટાડી નથી શકાતી, તેની પૂર્તિ અનિવાર્ય છે. ભૂતકાળનાં કરેલા દોષોનાં આધારે વર્તમાનની નિર્દોષતાને અસ્વીકાર કરવી, દોષોને જન્મ આપવો છે અને વર્તમાનની નિર્દોષતાને સ્વીકાર કરવી, દોષોનાં અસ્તિત્વને જ સમાપ્ત કરી દેવું છે.

વર્તમાનની નિર્દોષતાને સ્વીકાર કર્યા વિના કોઈનાં જીવનમાં નિર્દોષતાની અભિવ્યક્તિ થઈ જ નથી શકતી. એ સૌનો અનુભવ છે કે સર્વાંશમાં તો કોઈ પોતાને દોષી માનતો જ નથી. ગુણ અને દોષ-યુક્ત સ્વીકૃતિ દરેકમાં સ્વભાવથી જ હોય છે. દોષની સ્વીકૃતિ ભૂતકાળની ઘટનાઓને આધારે અને ગુણોની સ્વીકૃતિ સ્વભાવ-સિદ્ધ હોય છે. જો માનવ પોતાનાંમાંથી કરેલાં દોષોનાં ત્યાગનું મહાવ્રત લઈને કેવળ સ્વભાવ-સિદ્ધ નિર્દોષતાને સ્વીકાર કરે, તો ગુણ-દોષ-યુક્ત દ્વંદ્વાત્મક સ્થિતિનો નાશ થઈ જાય છે, જેનાં થતાં જ અહં-ભાવરૂપી અણુ હંમેશ માટે મટી જાય છે અને પછી એકમાત્ર નિર્દોષતા જ નિર્દોષતા રહી જાય છે, જે પહેલાં પણ હતી, અત્યારે પણ છે અને સદૈવ રહેશે.

જે નષ્ટ થાય છે, તે નિર્દોષતા નથી. જે હંમેશા રહે છે, એ જ નિર્દોષતા


છે. દોષોની ઉત્પત્તિ થાય છે. નિર્દોષતા અનુત્પન્ન છે. દેહાભિમાનનાં કારણે અનુત્પન્ન નિર્દોષતા પર વ્યક્તિ દોષોનો આરોપ કરી બેસે છે. દેહાભિમાન અવિવેક-સિદ્ધ છે, વાસ્તવિક નહિ. નિર્દોષતાની માંગ કામનાઓને ખાઈને સ્વતઃ દેહાભિમાનને નષ્ટ કરી દે છે. આ દૃષ્ટિએ નિર્દોષતાની માંગમાં જ નિર્દોષતાની પ્રાપ્તિ નિહિત છે.

દેહાભિમાનને કારણે કરેલાં દોષોનાં આધારે નિત્ય-પ્રાપ્ત નિર્દોષતાથી દૂરતા તથા ભેદ સ્વીકાર કરીને, બિચારો વ્યક્તિ પોતાને દોષી માની લે છે. તેનું પરિણામ એ થાય છે કે નિર્દોષકાળમાં પણ ભૂતકાળનાં દોષોની સ્મૃતિથી ભયભીત થઈને પોતાને દોષી માની લે છે અને નિર્દોષ થવાની લાલસાને પૂરી કરવા માટે ભિન્ન-ભિન્ન પ્રકારનાં પ્રયાસ કરે છે. પરંતુ પોતાને દોષી માનવાને કારણે તેનાં પ્રયાસ નિષ્ફળ થાય છે. પોતાને દોષી માની લેવાથી દોષયુક્ત પ્રવૃત્તિમાં સ્વાભાવિકતા અને નિર્દોષતામાં અસ્વાભાવિકતા માનવા લાગે છે. પરંતુ જ્યારે નિજ-વિવેકનાં પ્રકાશમાં વર્તમાન વસ્તુસ્થિતિનું અધ્યયન કરે છે, ત્યારે તેને એ સ્પષ્ટ વિદિત થઈ જાય છે કે જે દોષોની સ્મૃતિ આવી રહી છે, તે ભૂતકાળમાં કર્યા હતા.

એ સૌનો અનુભવ છે કે અપરાધ કરવાથી જ્યારે તેને ભય થાય છે, ત્યારે તેનાંમાં સ્વભાવથી જ એ સંકલ્પ ઉત્પન્ન થાય છે કે 'હવે હું ભૂલ નહિ કરું.' આ સ્વાભાવિક પ્રેરણાથી એ સિદ્ધ થઈ જાય છે કે અપરાધ કર્યા પૂર્વે વ્યક્તિ નિરપરાધ હતો અને અત્યારે પણ નિરપરાધ રહેવા ઇચ્છે છે. આદિ અને અંતમાં નિર્દોષતા જ નિર્દોષતા છે. મધ્યમાં ઉત્પન્ન કરેલા દોષોનાં આધારે આદિ અને અંતમાં સદૈવ રહેવાવાળી નિર્દોષતા મટી નથી શકતી. જો કોઈ પ્રકારે નિર્દોષતા મટી જાત, તો જીવનમાં તેની માંગ જ ન હોત. પરંતુ નિર્દોષતાની માંગ માનવ-માત્રનાં જીવનમાં રહે છે.

હવે જો કોઈ એમ કહે કે નિર્દોષતા તો હતી જ, તો પછી દોષોની ઉત્પત્તિ જ કેમ થઈ ? આ સમસ્યા પર વિચાર કરવાથી એવું વિદિત થાય છે કે સમસ્ત દોષોની ઉત્પત્તિનું કારણ વિવેક-વિરોધી કર્મ, સંબંધ તથા વિશ્વાસને અપનાવવો

છે, જે વાસ્તવમાં જાણેલાં અસત્‌નો સંગ છે. અસત્‌નાં સંગથી જ અકર્તવ્યની ઉત્પત્તિ થાય છે; પરંતુ પ્રાકૃતિક વિધાન અનુસાર અકર્તવ્યનાં અંતમાં સ્વભાવથી જ કર્તવ્યની માંગ જાગ્રત થાય છે. આથી એ સ્પષ્ટ વિદિત થઈ જાય છે કે વ્યક્તિએ જાણેલાં અસત્‌ને અપનાવીને અકર્તવ્યને જન્મ આપ્યો છે. જો જાણેલાં અસત્‌નો ત્યાગ કરી દેવામાં આવે, તો સદાને માટે અકર્તવ્યનો નાશ આપોઆપ થઈ જાય છે. અકર્તવ્યનો નાશ થઈ જવાથી જ તેનાં કારણનું યથેષ્ટ જ્ઞાન થાય છે. અકર્તવ્ય રહેતાં તેનાં કારણનું જ્ઞાન સંભવ નથી.

જાણેલાં અસત્‌નો ત્યાગ કરવાથી સત્‌નો સંગ સ્વતઃ થઈ જાય છે, જેનાં થતાં જ નિર્દોષતા સમસ્ત દોષોને ખાઈને સ્વયં પ્રગટ થાય છે. આ દૃષ્ટિએ અસત્‌નાં ત્યાગ અને સત્‌નાં સંગમાં જ નિર્દોષતાની અભિવ્યક્તિ નિહિત છે. અભિવ્યક્તિ તેની જ થાય છે, જે સ્વરૂપથી સર્વદા વિદ્યમાન છે અને નિવૃત્તિ તેની થાય છે, જેનું સ્વતંત્ર અસ્તિત્વ નથી. જો દોષોનું સ્વતંત્ર અસ્તિત્વ હોત, તો તેઓ ક્યારેય નષ્ટ ન થાત અને નિર્દોષતાનું જો સ્વતંત્ર અસ્તિત્વ ન હોત, તો તેની માંગ જ ન થાત. દોષોને મટાડવાની અને નિર્દોષતાને સુરક્ષિત રાખવાની આવશ્યકતા સૌ અનુભવે છે.

હવે જો કોઈ એ પ્રશ્ન કરે કે જ્યારે અસત્‌નાં સંગથી જ દોષોની ઉત્પત્તિ થાય છે, તો અસત્‌નાં સંગનું કારણ શું છે ? તો એમ કહેવું પડશે કે જેનું કોઈ બીજું કારણ હોય, તેને કારણ નથી કહેવામાં આવતું. કારણ કહે જ એને છે, જેનું કોઈ કારણ ન હોય. કારણનો નાશ થવાથી જો તેનાં કાર્યનો નાશ ન થાય, ત્યારે કોઈ અન્ય કારણની શોધનો પ્રશ્ન થાય છે. પરંતુ જ્યારે કારણનો નાશ થતાં જ કાર્યનો નાશ થઈ જાય, ત્યારે કોઈ અન્ય કારણની શોધ કરવી શું સ્વયં દોષ નથી ? જાણેલાં અસત્‌નો ત્યાગ કરવાથી જો નિર્દોષતાની અભિવ્યક્તિ ન થાત, તો એ પ્રશ્ન થઈ શકતો હતો કે અસત્‌નાં સંગનું કારણ શું છે ?

એ સૌને માન્ય હશે કે અસત્‌નાં સંગથી તો સમસ્ત વિકારો ઉત્પન્ન થાય છે. એવો કોઈ વિકાર છે જ નહિ કે જેનાં મૂળમાં અસત્‌નો સંગ ન હોય. અસત્‌ને 'અસત્' જાણવું જ તેનાં નાશનું સાધન છે. જે જ્ઞાનથી અસત્‌નું જ્ઞાન થાય છે, તે



જ્ઞાન અસત્‌નું કારણ નથી હોઈ શકતું. અસત્‌નું કારણ પણ અસત્ જ છે, કોઈ અન્ય નહિ. જો અસત્‌નું કારણ કોઈ નિત્ય છે, તો અસત્‌નો નાશ જ સંભવ નહિ થાય. તો પછી જાણેલાં અસત્‌નો ત્યાગ અને સત્‌નાં સંગની સિદ્ધિ જ નહિ થાય અને તેનાં સિદ્ધ થયા વિના સમસ્ત દોષોનો અંત નહિ થાય. દોષો નષ્ટ થયા વિના નિર્દોષતાની માંગ પૂરી નહિ થાય. આ દૃષ્ટિએ અસત્‌નાં સંગનાં કારણની શોધ સર્વથા નિર્મૂળ છે અથવા એમ કહો કે અસત્‌નાં સંગનાં કારણની શોધ કરવી એ જ અસત્ છે.

જ્યારે એ નિર્વિવાદ સિદ્ધ થઈ ગયું કે જાણેલાં અસત્‌નાં ત્યાગમાં જ સફળતા નિહિત છે, ત્યારે ભૂતકાળની ઘટનાઓનાં આધારે કોઈને વર્તમાનમાં દોષી માનવો, અસત્‌નો સંગ કરવો છે, જે અસિદ્ધિમાં હેતુ છે. જ્યારે માનવ સૌને વર્તમાનમાં નિર્દોષ માની લે છે, ત્યારે તેનામાં દોષની સ્વીકૃતિ જ નથી રહેતી, જેનાં ન રહેવાથી દ્વેષનો સર્વદા માટે નાશ થઈ જાય છે, જેનાં થતાં જ સ્વભાવથી જ એકતા આવે છે. એકતા આવી જવાથી નિર્વૈરતા સ્વાભાવિક છે. વેર-ભાવનો અંત થતાં જ હિંસા ઉત્પન્ન નથી થતી, અર્થાત્ પ્રત્યેક પ્રવૃત્તિ અહિંસાત્મક-ભાવથી થવા લાગે છે અથવા એમ કહો કે જીવન અહિંસાથી પરિપૂર્ણ થઈ જાય છે. તેનાં દ્વારા કોઈનો હ્રાસ નથી થતો, પરંતુ સૌનો વિકાસ થાય છે. ક્ષમાશીલતા તો સ્વભાવથી જ આવી જાય છે. જે કોઈને અપરાધી નથી માનતો, તેનાંમાં સૌની આત્મીયતા થઈ જાય છે. તેનાં પ્રેમને મેળવીને અપરાધી, અપરાધથી રહિત થઈ જાય છે. આ પ્રમાણે તેનાં પવિત્ર જીવનથી સુંદર સમાજનું નિર્માણ તથા અનેક ભેદો હોવા છતાં પણ પરસ્પરમાં સ્નેહની એકતા સ્વતઃ ફેલાય છે, જે સમસ્ત સંઘર્ષોનો અંત કરવામાં સમર્થ છે.

સમસ્ત સંઘર્ષોનું મૂળ એકમાત્ર એ છે કે વ્યક્તિ, વર્ગ, સમાજ, દેશ પોતાનાં દોષને ભૂલીને બીજાઓનાં દોષ પર દૃષ્ટિ રાખે છે. તેની પ્રતિક્રિયા એ થાય છે કે વિપક્ષીમાં પણ દોષ જોવાની દૃષ્ટિ ઉત્પન્ન થઈ જાય છે. બન્ને જ પક્ષો પોત-પોતાનાં દોષો જોવાનું ભૂલી જાય છે અને બધી યોગ્યતા વિપક્ષીનાં દોષો જોવામાં લાગી જાય છે. તેનું ભયંકર પરિણામ એ થાય છે કે પોત-પોતાનાં

વિપક્ષીને દોષી માનીને તેને નષ્ટ-ભ્રષ્ટ કરવા માટે અથવા તેને નિર્બળ બનાવીને પોતાને આધીન કરવા માટે અનેકો પ્રકારનાં દોષ સ્વયં કરવા લાગે છે. આ પ્રમાણે દોષોનું આદાન-પ્રદાન એટલું વધી જાય છે કે પોત-પોતાનાં કર્તવ્યની વિસ્મૃતિ થઈ જાય છે. કર્તવ્યની વિસ્મૃતિ અકર્તવ્યને જન્મ આપે છે. પ્રાકૃતિક વિધાન અનુસાર અકર્તવ્ય પોતાનો તથા બીજાઓનો વિનાશ જ કરે છે. અકર્તવ્યમાં કોઈનું હિત નથી, પરંતુ સૌનું અહિત છે. અકર્તવ્યનાં આધારે કરેલો બાહ્ય વિકાસ ભયંકર હ્રાસનો જન્મદાતા છે. પરંતુ આ રહસ્ય તેઓ જ જાણી શકે છે, જેઓ નિર્દોષતાનાં પૂજારી છે.

જો માનવ-સમાજ સંઘર્ષનો અંત કરવા ઇચ્છે છે, તો તેણે વિવશ થઈને સૌનો વર્તમાન નિર્દોષ સ્વીકાર કરવો પડશે. કેમકે આના વિના જીવનમાંથી પ્રતિહિંસાનો ભાવ નષ્ટ નહિ થાય. તેનાં નષ્ટ થયા વિના શાંતિનું સંપાદન નહિ થાય. શાંતિ વિના સામર્થ્યની અભિવ્યક્તિ નહિ થાય અને તેનાં વિના સ્વાધીનતાનાં સામ્રાજ્યમાં પ્રવેશ નહિ થાય. સ્વાધીનતા વિના પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ સંભવ નથી. એ નિયમ છે કે પ્રાપ્ત પરિસ્થિતિનાં સદુપયોગમાં જ ઉત્કૃષ્ટ પરિસ્થિતિ તથા પરિસ્થિતિઓથી અતીતનાં જીવનમાં પ્રવેશ નિહિત છે. આ કારણે પ્રતિહિંસાનો અંત કરવો અનિવાર્ય છે.

જો વ્યક્તિ, વર્ગ, સમાજ તથા દેશ પોત-પોતાનાં દોષો જાણવાનો પ્રયાસ કરે, તો બહુ જ સુગમતાપૂર્વક વર્તમાનની નિર્દોષતાને સુરક્ષિત રાખતાં પરસ્પરમાં સ્નેહનું આદાન-પ્રદાન થઈ શકે છે. સ્નેહ એ મહત્ત્વપૂર્ણ તત્ત્વ છે, જે બળનો દુરુપયોગ નથી કરવા દેતું. બળનો દુરુપયોગ ન કરવાથી કોઈનાં અધિકારનું અપહરણ નથી થતું. એટલું જ નહિ, સ્નેહયુક્ત જીવનમાં પોતાનાં અધિકારની ગંધ પણ નથી રહેતી. જ્યારે બીજાઓનાં અધિકરો સુરક્ષિત થાય છે અને આપણામાં અધિકાર-લાલસા નથી રહેતી, ત્યારે જીવનનાં ઉદ્દેશ્યની પૂર્તિ આપોઆપ થઈ જાય છે, અર્થાત્ સુંદર સમાજનું નિર્માણ તથા આપણું કલ્યાણ થઈ જાય છે, એ નિર્વિવાદ સત્ય છે.

ઉદ્દેશ્ય-પૂર્તિ માટે એ અનિવાર્ય થઈ જાય છે કે વર્તમાનની નિર્દોષતા પર



હંમેશા આસ્થા રાખવામાં આવે અને બહુ જ સાવધાનીપૂર્વક ભૂતકાળનાં દોષનો ત્યાગ પણ કરી દેવામાં આવે. દોષ-જનિત સુખભોગની રુચિનો અંત કરવો એ જ દોષનો ત્યાગ છે. સુખ-ભોગની રુચિ જ માનો કે સમસ્ત દોષોનું મૂળ છે. ભોગ્ય વસ્તુઓનો વિનાશ અને ભોગવવાની શક્તિનો હ્રાસ થવા છતાં પણ જો ભોગની રુચિનો નાશ નથી થતો, તો આનાથી વધીને કોઈ બીજી અસાવધાની નથી હોઈ શકતી.

પ્રાકૃતિક નિયમ અનુસાર અસાવધાની જ વ્યક્તિને મૃત્યુ તરફ લઈ જાય છે અને સાવધાની જ અમરત્વ સાથે અભિન્ન કરે છે. આ કારણે અસાવધાનીનું માનવ-જીવનમાં કોઈ સ્થાન જ નથી. જેમ-જેમ જીવનમાં પોતાનાં જાણેલાંનો પ્રભાવ થતો જાય છે, તેમ-તેમ અસાવધાની સ્વયં મટતી જાય છે. અસાવધાનીનો અંત થતાં જ જીવનમાં સ્વતઃ સજાગતા આવી જાય છે, જેનાં આવતાં જ કર્તવ્યપરાયણતા, અસંગતા તેમજ આત્મીયતાની અભિવ્યક્તિ થાય છે. કર્તવ્યપરાયણતા જગત માટે, અસંગતા પોતાનાં માટે અને આત્મીયતા અનંત માટે ઉપયોગી સિદ્ધ થાય છે. આવા અનુપમ જીવનનું નિર્માણ જે વિધાનથી થયું છે અથવા જેમણે કર્યું છે, તે ન જાણે કેટલા સુંદર છે ! અનંત સૌંદર્યની માંગ જીવનની માંગ છે. તેનાંથી નિરાશ થવું, તેમાં અવિચળ આસ્થા ન રાખવી એ જ પોતાની ભૂલ છે. પોતાની ભૂલ મટાડવાનું દાયિત્વ પોતાનાં ઉપર જ છે. હવે જો કોઈ એમ કહે કે પોતાની ભૂલ મટાડવાનું સાધન શું છે ? તો એ કહેવું પડશે કે નિજ-જ્ઞાનનાં પ્રકાશમાં ભૂલને 'ભૂલ' જાણી લેવી એ જ ભૂલ મટાડવાનો સુગમ, સહજ તથા અનુપમ ઉપાય છે.

ભૂલથી ઉત્પન્ન થયેલી અસાવધાની અને અસાવધાનીથી ઉત્પન્ન તેમજ પોષિત દોષોને મટાડવામાં પોતાને અસમર્થ સ્વીકાર કરવા અને નિત્યપ્રાપ્ત, સ્વતઃસિદ્ધ નિર્દોષતાથી નિરાશ થવું માનવ-જીવનનો ઘોર અનાદર છે. માનવ પોતાનાં જીવનનો અનાદર પોતે કરે છે. એ નિયમ છે કે જે પોતાનો આદર નથી કરતો, તેનો કોઈ આદર નથી કરતું. પોતાનાં આદરનો અર્થ બીજાઓનો અનાદર નથી, પરંતુ બીજાઓનાં અનાદરથી તો પોતાનો જ અનાદર થવા લાગે છે; કેમકે

જે કોઈને પણ દોષી માને છે, તે સ્વયં નિર્દોષ નથી થઈ શકતો. પોતાની નિર્દોષતા સુરક્ષિત રાખવા માટે સૌમાં નિર્દોષતાનાં દર્શન કરવા પડશે. સર્વત્ર, સર્વદા સૌમાં નિર્દોષતાનાં દર્શન પોતાની નિર્દોષતાને સબળ તથા સ્થાયી બનાવવાનું સર્વોત્કૃષ્ટ સાધન છે.

દોષો અનેક નથી, એક જ છે; પરંતુ પરિસ્થિતિ-ભેદથી અનેક પ્રકારનાં પ્રતીત થાય છે. હવે વિચાર એ કરવાનો છે કે તે ક્યો મૂળ દોષ છે, જે ભિન્ન-ભિન્ન પરિસ્થિતિઓમાં ભિન્ન-ભિન્ન પ્રકારનો પ્રતીત થાય છે. સુખનું પ્રલોભન તથા દુઃખનો ભય જ મૂળ દોષ છે. સુખનાં ન રહેવા છતાં પણ સુખનું પ્રલોભન રહી જાય છે અને દુઃખની પૂર્વે જ દુઃખનો ભય આક્રમણ કરવા લાગે છે. જે આપણાં વિના રહી શકે છે, શું આપણે તેનાં વિના નથી રહી શકતાં ? અવશ્ય રહી શકીએ છીએ. પરંતુ સુખ-લોલુપતા આપણને અસમર્થ બનાવી દે છે. દુઃખનાં ભયથી સુખ-લોલુપતા પુષ્ટ થાય છે. પ્રાકૃતિક નિયમાનુસાર સુખ-લોલુપતાનો નાશ કરવા માટે જ દુઃખ આવે છે. દુઃખનું આજ સુધી કોઈએ આવાહન નથી કર્યું. તેનું ન આવવું જ સૌને અભીષ્ટ છે; પરંતુ છતાં પણ દુઃખ શા માટે આવે છે ? આના ઉપર માનવ ધ્યાન નથી આપતો, પરંતુ દુઃખથી ભયભીત થઈ જાય છે. જે આપોઆપ આવ્યું છે, તે મંગલમય વિધાનથી આવ્યું છે. વિધાન કોઈનાં માટે પણ અહિતકર નથી હોતું, પરંતુ સૌનાં માટે હિતકર હોય છે. પરંતુ આ વાત તેઓ જ જાણી શકે છે, જેઓ પોતાની રુચિથી વિરુદ્ધ થવા છતાં પણ વિધાનનો આદર કરે છે.

મંગલમય વિધાનથી આવેલા દુઃખનો પૂરો પ્રભાવ થઈ જવાથી સુખનું પ્રલોભન સ્વતઃ નષ્ટ થઈ જાય છે, જેનો નાશ થતાં જ કોઈ પણ દોષની ઉત્પત્તિ નથી થતી. સુખનાં પ્રલોભનમાં આબદ્ધ વ્યક્તિ, વર્ગ તથા દેશ બીજાઓ પ્રત્યે એ કરી બેસે છે, જે નહિ કરવું જોઈએ. જે નહિ કરવું જોઈએ, એ જ દોષ છે. આ દૃષ્ટિએ સુખનાં પ્રલોભનનાં નષ્ટ થવામાં જ સમસ્ત દોષોનો નાશ નિહિત છે.

સુખનું પ્રલોભન અવિવેકથી ઉત્પન્ન થઈને દુઃખનાં ભયથી પોષિત થાય છે. દુઃખનાં પ્રભાવથી વિવેકની જાગૃતિ થાય છે અને તેનાં થવાથી અવિવેક નષ્ટ



થઈ જાય છે. એટલા માટે મંગલમય વિધાનથી આવેલા દુઃખનો પ્રભાવ સુખનાં પ્રલોભનોને ખાઈને સ્વતઃ હંમેશા માટે મટી જાય છે. આ દૃષ્ટિએ માનવ-જીવનમાં દુઃખનાં ભયથી ભયભીત થવાનું કોઈ સ્થાન જ નથી.

પ્રાકૃતિક નિયમ અનુસાર સુખનાં ભોગીને દુઃખ ભોગવવું જ પડે છે. દુઃખથી બચવાનો એકમાત્ર ઉપાય એ જ છે કે આવેલા સુખનો ભોગ ન કરવામાં આવે, પરંતુ તેનો સદ્દુપયોગ કરવામાં આવે અને આવેલા દુઃખથી ભયભીત ન થઈને તેનો પૂરે-પૂરો પ્રભાવ થવા દેવામાં આવે. સુખનો સદ્દુપયોગ કરવાથી અને દુઃખનો પૂરે-પૂરો પ્રભાવ થવાથી આપોઆપ સુખનાં પ્રલોભનનો નાશ થઈ જાય છે, જેનાં થતાં જ ભૂતકાળનાં દોષોને ન દોહરાવવાનું અત્યંત સુગમ થઈ જાય છે અને પછી વર્તમાનની નિર્દોષતા સ્વતઃ સુરક્ષિત થઈ જાય છે.

ભૂતકાળની સુખદ તથા દુઃખદ ઘટનાઓનો પ્રભાવ કોનાંમાં અંકિત થાય છે ? આ સમસ્યા પર વિચાર કરવાથી એ વિદિત થાય છે કે જે સુખ-દુઃખનો ભોગી છે, તેમાં જ કરવાવાળી તથા થવાવાળી ઘટનાઓનો પ્રભાવ અંકિત થાય છે, જે સ્મૃતિનાં રૂપમાં પ્રગટ થઈને વર્તમાનની નિર્દોષતા, શાંતિ તેમજ સરસતાને આચ્છાદિત કરી દે છે.

હવે પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે સુખ તથા દુઃખનો ભોગી કોણ છે ? જે સુખનો ભોગી છે તેણે જ દુઃખ ભોગવવું પડે છે. સુખનાં ભોગીની શોધ કરવાથી એ જ માલુમ પડે છે કે જે પરાધીનતામાં જીવન-બુદ્ધિ સ્વીકાર કરે છે, એ જ સુખનો ભોગી છે. જો કે પરાધીનતા કોઈને પણ સ્વભાવથી પ્રિય નથી અને ન તેની માંગ પણ છે, પરંતુ દેહાભિમાનમાં આબદ્ધ પ્રાણી પરાધીનતામાં જ જીવન-બુદ્ધિ સ્વીકાર કરી લે છે, જે અવિવેકસિદ્ધ છે. અવિવેક નિજ-વિવેકનાં આદરથી મટી શકે છે. આ દૃષ્ટિએ પ્રાપ્ત વિવેકનો અનાદર જ સમસ્ત વિકારોનું મૂળ છે. વિવેકનો આદર કર્યા વિના ન તો પ્રાકૃતિક વિધાનનો આદર થઈ શકે છે અને ન દેહાભિમાન પણ ગળી શકે છે. પ્રાકૃતિક વિધાનનો આદર કર્યા વિના એ સત્ય પર આસ્થા નથી થતી કે જે થઈ રહ્યું છે, તેમાં સૌનું હિત નિહિત છે અને તેનાં થયા વિના પ્રાપ્ત પરિસ્થિતિનો આદર તથા ઉત્સાહપૂર્વક સદ્દુપયોગ નથી થઈ શકતો,

જેથી ન તો ઉત્કૃષ્ટ પરિસ્થિતિ જ પ્રાપ્ત થાય છે, ન પરિસ્થિતિઓથી અતીતનાં જીવનમાં પ્રવેશ જ થાય છે. નીતિ એ જ સાર્થક સિદ્ધ થાય છે, જે પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ કરાવવામાં સમર્થ હોય. એવું કોઈ કર્તવ્ય હોઈ જ નથી શકતું, જેનો સંબંધ અપ્રાપ્ત પરિસ્થિતિ સાથે હોય. જે કોઈને જે કાંઈ કરવાનું છે, તે પ્રાપ્ત પરિસ્થિતિમાં જ થઈ શકે છે.

ભૂતકાળની ઘટનાઓનાં અર્થને અપનાવીને ઘટનાઓને ભૂલવી અનિવાર્ય છે. પ્રત્યેક ઘટનાનો અર્થ પથ-પ્રદર્શન કરી શકે છે; કેમકે ઘટનાનો અર્થ વિવેકયુક્ત હોય છે. જે કાંઈ થઈ રહ્યું છે, તે મંગલમય વિધાનથી થઈ રહ્યું છે અને જે કાંઈ કરવાનું છે, તે વિવેકપૂર્વક કરવાનું છે. મંગલમય વિધાન અને વિવેક, આ બન્નેમાં જાતીય એકતા છે. નિજ-વિવેક વ્યક્તિગત વિધાન છે અને પ્રાકૃતિક-વિધાન છે, 'સમષ્ટિ-વિધાન'. વ્યષ્ટિ અને સમષ્ટિમાં જાતીય તથા સ્વરૂપની એકતા છે. આ દૃષ્ટિએ નિજ-વિવેનાં પ્રકાશમાં કરેલું કર્મ અનંતનાં મંગલમય વિધાનને અનુરૂપ જ હોય છે.

જે થઈ રહ્યું છે, તેનો આદર ન કરવાથી અંતર્સંઘર્ષ અને પ્રાપ્ત પરિસ્થિતિનો વિવેકપૂર્વક સદુપયોગ ન કરવાથી બાહ્ય સંઘર્ષ ઉત્પન્ન થાય છે. અથવા એમ કહો કે મળેલાનો આદર ન કરવાથી અંતર્સંઘર્ષ અને તેનો સદુપયોગ ન કરવાથી બાહ્ય સંઘર્ષ ઉત્પન્ન થયો છે. પ્રાપ્ત પરિસ્થિતિને સાધન-સામગ્રી જાણી લેવાથી પરિસ્થિતિમાં જીવન-બુદ્ધિ નથી રહેતી. તેનાં ન રહેવાથી અંતર્સંઘર્ષ મટી જાય છે અને કર્તવ્યપરાયણતાથી બાહ્ય સંઘર્ષ નષ્ટ થઈ જાય છે. કર્તવ્યનિષ્ઠ એ જ થઈ શકે છે, જે પોતાની તથા બીજાઓની વર્તમાન નિર્દોષતા પર જ દૃષ્ટિ રાખે છે, અર્થાત્ ભૂતકાળની ઘટનાઓનાં આધારે વર્તમાનની નિર્દોષતાને આચ્છાદિત નથી કરતો, પરંતુ કરેલા દોષોનાં ત્યાગનું મહાવ્રત લઈને નિર્દોષ થઈને બીજાઓની નિર્દોષતા સુરક્ષિત રાખવા માટે વેર-ભાવથી રહિત પ્રીતિપૂર્વક પરસ્પરમાં સદ્‌ભાવનાઓનું આદાન-પ્રદાન કરે છે.

પરિસ્થિતિઓમાં જીવન-બુદ્ધિ એ જ માનવની નથી થતી, જે નિજ-વિવેકનાં પ્રકાશમાં જીવનનાં ઉદ્દેશ્યનો નિર્ણય કરવામાં સમર્થ હોય છે; કારણ, કે


પરિસ્થિતિઓમાં જીવન-બુદ્ધિ એ જ વ્યક્તિઓની થાય છે, જેઓ જીવનનાં ઉદ્દેશ્ય પર વિચાર નથી કરતા. ઉદ્દેશ્ય તેને નથી કહેતાં , જેનો વર્તમાન જીવન સાથે સંબંધ ન હોય, અર્થાત્ માનવ-માત્ર ઉદ્દેશ્ય-પૂર્તિમાં સ્વાધીન તથા સમર્થ છે. ઉદ્દેશ્ય-રહિત જીવન માનવ-જીવન નથી. ઉદ્દેશ્ય એ જ હોઈ શકે છે, જે અવિનાશી હોય; કેમકે જેને પામીને કાંઈ બીજું પામવાનું શેષ રહે છે, તે ઉદ્દેશ્ય નથી હોતો. આ જ કારણે ઉદ્દેશ્યની પૂર્તિ પ્રત્યેક પરિસ્થિતિનાં સદુપયોગથી થઈ શકે છે; કેમકે તેનાંથી દૂરતા નથી. ઉદ્દેશ્ય-પૂર્તિમાં જ સમસ્ત સંઘર્ષોનો નાશ છે. નિર્દોષતા સાથે અભિન્ન થવાથી જ માનવ નિર્દોષતાને સુરક્ષિત રાખી શકે છે અને નિર્દોષતા સુરક્ષિત થવાથી જ કર્તવ્ય-પરાયણતા, અસંગતા તેમજ આત્મીયતાની અભિવ્યક્તિ થાય છે. આથી ભૂતકાળની ઘટનાઓનાં આધારે પોતાને અથવા બીજાઓને દોષી માનવા ભૂલ છે. આ ભૂલનો અંત કરવાથી જ અંતર્બાહ્ય સંઘર્ષો નષ્ટ થઈ શકે છે, એ નિર્વિવાદ સત્ય છે.





## પંચમ પ્રકરણ

પ્રાકૃતિક નિયમ અનુસાર બે વ્યક્તિ પણ સર્વાંશમાં સમાન રુચિ, યોગ્યતા, સામર્થ્યનાં નથી હોતા અને ન પરિસ્થિતિ જ સમાન હોય છે. દેશ-કાળનાં ભેદથી પણ રહેણી-કરણી વગેરેમાં ભેદ હોય છે; પરંતુ માનવમાત્રનાં વાસ્તવિક ઉદ્દેશ્યમાં કોઈ ભેદ નથી હોતો. આ ઉદ્દેશ્યની એકતાનાં આધારે જ માનવ-સમાજે માનવમાત્રની સાથે એકતા સ્વીકારી છે. આ અંતઃએકતાનાં આધારે પ્રીતિની એકતાને સ્વીકાર ન કરવી અને પોતાનાં જ વિચાર, વિશ્વાસ તથા પોતાની જ સામાજિક, સાંસ્કૃતિક પ્રણાલી તેમજ પોતાનાં જ મત, સંપ્રદાય તથા વાદનો આગ્રહ કરવો અને તેનાથી ભિન્નનો અનાદર કરવો પણ અનેક પ્રકારનાં સંઘર્ષોનું કારણ છે.

પ્રાપ્ત યોગ્યતા, રુચિ તેમજ સામર્થ્ય દ્વારા જ ઉદ્દેશ્યની પૂર્તિ થાય છે. અંતર કેવળ એટલું હોય છે કે મળેલાંનાં સદ્ઉપયોગમાં ઉદ્દેશ્યની પૂર્તિ અને દુરુપયોગમાં ઉદ્દેશ્યની અપૂર્તિ થાય છે. મળેલાંનાં સદ્ઉપયોગમાં ન તો પરાધીનતા જ છે અને ન અસમર્થતા. આ દૃષ્ટિએ માનવમાત્ર ઉદ્દેશ્ય-પૂર્તિમાં સર્વદા સ્વાધીન છે. પરંતુ માનવ જ્યારે અનેક હોવા છતાં પણ એક જ પ્રકારે બધાને ઉદ્દેશ્ય-પૂર્તિનો આગ્રહપૂર્વક પાઠ પઢાવે છે અને પોતાની પ્રણાલીથી ભિન્નનો વિરોધ કરે છે, ત્યારે માનવ વિકાસનાં નામે એક નવીન સંઘર્ષને જન્મ આપે છે. ઉદ્દેશ્ય-પૂર્તિ માટે ભિન્ન-ભિન્ન પ્રકારનાં ઉપાયો ભિન્ન-ભિન્ન વ્યક્તિઓ માટે હોઈ શકે છે. આણી એક જ પ્રકારનાં ઉપાયનો આગ્રહ કરવો ઉપાયમાં આસક્તિ સિવાય બીજું કાંઈ નથી. આસક્તિ રહેતાં કોઈ પણ ઉપાયથી ઉદ્દેશ્યની પૂર્તિ સંભવ નથી. ઉપાયની આસક્તિમાં ઉદ્દેશ્યની વિસ્મૃતિ થઈ જાય છે. આ પ્રમાદથી માનવ-સમાજની મોટી ક્ષતિ થઈ છે.

આ ભયંકર ક્ષતિનો અંત કરવા માટે એ અનિવાર્ય છે કે વ્યક્તિગત



ઉપાય, અર્થાત્ પોતપોતાની રુચિ, યોગ્યતા અને સામર્થ્યને અનુરૂપ અપનાવેલી વિચારધારા, સાધન-પ્રણાલી, સિદ્ધાંત તેમજ માન્યતા વગેરે દ્વારા પોતાને સુંદર બનાવે. એ નિયમ છે કે સુંદરતાનો પ્રભાવ સ્વભાવથી જ માનવ-સમાજને આકર્ષિત કરે છે; પરંતુ સર્વાંશમાં નહિ; અથવા એમ કહો કે સુંદરતા પ્રાપ્ત કરવા માટે પ્રત્યેક વ્યક્તિ પોતાનાં ઢંગથી અગ્રેસર થઈ શકે છે. પરંતુ કોઈ પણ પ્રણાલીને સર્વાંશમાં બે વ્યક્તિ પણ અપનાવી નથી શકતાં. આ કારણે વ્યક્તિગત સાધનની સ્વાધીનતામાં ભિન્નતાનું જે દર્શન થાય છે, તે પ્રાકૃતિક છે, કાલ્પનિક નહિ; પરંતુ આનો અર્થ એમ નથી કે પ્રત્યેક સાધન-પ્રણાલી સિદ્ધિ આપવાવાળી નથી.

**અસફળતાનું એકમાત્ર કારણ તો અસાધનયુક્ત સાધન છે.** અસાધન-રહિત પ્રત્યેક સાધનથી ઉદ્દેશ્યની પૂર્તિ થાય છે. હવે વિચાર એ કરવાનો છે કે અસાધન શું છે ? જાણેલાં અસત્નો ત્યાગ કર્યા વિના કોઈ પણ પ્રણાલી સિદ્ધિ આપવાવાળી નથી થઈ શકતી. આથી જાણેલાં અસત્નો સંગ જ સમસ્ત અસાધનોનું મૂળ છે. આ દૃષ્ટિએ સત્સંગ દ્વારા અસાધનની નિવૃત્તિ થવાથી જે સાધનની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે, તેનાંથી જ સિદ્ધિ થાય છે. અસાધનનો ત્યાગ કરવાની પૂર્વે બિચારો વ્યક્તિ ભિન્ન-ભિન્ન પ્રકારની પ્રણાલીઓને અપનાવવાનો પ્રયાસ કરે છે; પરંતુ કોઈ પણ પદ્ધતિનું સર્વાંશમાં ન તો અનુસરણ જ કરી શકે છે અને ન સિદ્ધિ જ પામે છે.

કોઈ વ્યક્તિનું વિધેયાત્મક સાધન શું છે ? એનો નિર્ણય કોઈ અન્યનું કોણ કહે, તે બિચારો સ્વયં પણ એ સમય સુધી નથી કરી શકતો, જ્યાં સુધી વિવેક-વિરોધી કર્મ, સંબંધ તથા વિશ્વાસનો ત્યાગ ન કરે. અસત્નાં ત્યાગ દ્વારા સત્નો સંગ જ સાધન-નિર્માણમાં હેતુ છે. પોતાનાં જાણેલાં અસત્નાં ત્યાગનું દાયિત્વ પોતાનાં જ ઉપર છે. આથી પોતાનાં દ્વારા પોતાનાં જાણેલાં અસત્નો ત્યાગ કરી સત્સંગપૂર્વક દરેક માનવો વિધિરૂપ સાધનનું નિર્માણ કરી શકે છે.

સંઘર્ષનો નાશ કરવા માટે પોતાનાં જાણેલાંનો પોતાનાં પર પ્રભાવ પરમ આવશ્યક છે. કેમકે જાણેલાંનાં પ્રભાવથી જ અસત્નો ત્યાગ થાય છે. અસત્નો

ત્યાગ કરવાની વાત સૌનાં માટે સદૈવ ઉપયોગી તથા અનિવાર્ય છે. અસત્નાં ત્યાગમાં માનવમાત્ર એક છે. જે વ્યક્તિ, વર્ગ, સમાજ તથા દેશ પોતાનાં જાણેલાં અસત્નો ત્યાગ નથી કરી શકતો, તે ન તો પોતાનો જ વિકાસ કરી શકે છે અને ન તેનાં દ્વારા કોઈ અન્યનું હિત થઈ શકે છે. પોતાનાં અને બીજાઓનાં હિતાર્થે અસત્નો ત્યાગ અનિવાર્ય છે; કારણ, કે અસત્નો ત્યાગ કરવાથી જ પોતાની માન્યતા તથા પ્રણાલીનું અનુસરણ અને બીજાઓની માન્યતાઓ તથા પદ્ધતિઓનો આદર સ્વભાવથી જ થઈ શકે છે. પરસ્પરમાં આદરનું આદાન-પ્રદાન થવાથી સ્નેહની વૃદ્ધિ અને સંઘર્ષનો અંત આપોઆપ થઈ જાય છે. પોતાની પદ્ધતિમાં વિશેષતા અને બીજાઓની પદ્ધતિમાં ન્યૂનતાનાં દર્શન કરવા ભેદ તથા સંઘર્ષને જન્મ આપવો છે. જો કોઈ રોગી એમ કહે કે મારી ઔષધિ જ બધા રોગીઓની ઔષધિ છે, તો શું આ નિર્ણય વિવેક-યુક્ત છે ? કદાપિ નહિ. એકતા આરોગ્યમાં છે, ઉપચારમાં નહિ. રોગ-ભેદ હોવાથી ઔષધિ-ભેદ હોવો અનિવાર્ય છે. હા, એ આવશ્યક છે કે બધા રોગીઓ આરોગ્ય પ્રાપ્ત કરવા ચાહે છે. સૌની માંગ એક છે. આ કારણે આપણાં સૌમાં સ્નેહની એકતા રહેવી પરમ આવશ્યક છે. આ જ પ્રમાણે પદ્ધતિઓ તથા માન્યતાઓમાં ભિન્નતા અને લક્ષ્યમાં એકતા અનિવાર્ય છે.

લક્ષ્યમાં એકતા હોવાથી આપણે સૌ એક છીએ. પરંતુ રુચિ, યોગ્યતા તથા સામર્થ્યમાં ભેદ હોવાથી લક્ષ્ય-પ્રાપ્તિની પદ્ધતિમાં ભેદ છે. પદ્ધતિ-ભેદ હોવાથી પ્રીતિનો ભેદ સ્વીકાર કરવો પ્રમાદ છે, જે સંઘર્ષનું મૂળ છે. પ્રીતિની એકતા ભેદનો જન્મ નથી થવા દેતી. ભેદનો નાશ થવાથી સીમિત અહં-ભાવ આપોઆપ ગળી જાય છે. ભેદ સ્વાર્થ-ભાવને જન્મ આપીને અહં-ભાવને પુષ્ટ કરે છે. પ્રીતિ સ્વાર્થ-ભાવને ખાઈને અહં-ભાવને નષ્ટ કરે છે અને સૌને નિત્ય-નવીન રસ પ્રદાન કરી પોતાને અથવા અન્યને કૃતકૃત્ય કરે છે. આ દૃષ્ટિએ કર્મની ભિન્નતા હોવા છતાં પણ પ્રીતિની એકતા જ વાસ્તવિક એકતા છે. કર્મની એકતા તો પ્રાકૃતિક નિયમ અનુસાર સર્વાંશમાં બે વ્યક્તિઓની પણ સંભવ નથી અને પ્રીતિની એકતા સૌની સાથે સંભવ છે. જે સંભવ નથી, તેનું માનવ-જીવનમાં



કોઈ સ્થાન જ નથી અને જે સંભવ છે, તેનું સંપાદન માનવમાત્ર માટે અનિવાર્ય છે. આથી પ્રીતિનાં સંપાદન માટે જ માનવ-જીવન મળ્યું છે. પ્રીતિ મેળવવામાં કોઈ ભલેને પોતાને પરતંત્ર માનતો હોય; પરંતુ પ્રીતિ આપવામાં તો પ્રત્યેક માનવ સર્વદા સ્વાધીન છે.

હવે જો કોઈ એમ કહે કે પ્રીતિનું સંપાદન કેવી રીતે થાય ? તો એ કહેવું પડશે કે અચાહ તથા આત્મીયતા જ પ્રીતિનું ઉદ્ગમ છે. ચાહ-રહિત એ જ માનવ થઈ શકે છે, જે મળેલી વસ્તુને વ્યક્તિગત નથી માનતો અને આત્મીયતાની અભિવ્યક્તિ એનાં જ જીવનમાં થાય છે, જે અનેકતામાં એકતાનાં દર્શન કરવામાં સમર્થ છે. નિજ-વિવેકનાં પ્રકાશમાં ઇન્દ્રિય-દૃષ્ટિથી અનેકતા અને બુદ્ધિ-દૃષ્ટિથી એકતા ભાસે છે. પોતાનાં લક્ષ્યનો નિર્ણય થવાથી ઇન્દ્રિય-દૃષ્ટિનો ઉપયોગ અને બુદ્ધિ-દૃષ્ટિનો પ્રભાવ સ્વતઃ થવા લાગે છે. પ્રભાવને અનુરૂપ ભાવની જાગૃતિ થાય છે અને ભાવને અનુરૂપ કર્મનું સંપાદન થાય છે. એ નિયમ છે કે જે ભાવથી કર્મ કરવામાં આવે છે, કર્તાનું અસ્તિત્વ કર્મનાં અંતમાં એ જ ભાવમાં વિલીન થઈ જાય છે. આ પ્રમાણે વિભિન્ન કર્મો એક જ ભાવમાં વિલીન થઈ જાય છે. ત્યારે ઇન્દ્રિય-દૃષ્ટિની અનેકતામાં બુદ્ધિ-દૃષ્ટિની એકતાનાં સ્પષ્ટ દર્શન થવા લાગે છે. જ્યારે બુદ્ધિ-દૃષ્ટિનો પ્રભાવ ઇન્દ્રિય-દૃષ્ટિનાં પ્રભાવને પોતાનાંમાં વિલીન કરી લે છે, ત્યારે બુદ્ધિ-દૃષ્ટિ સમ થઈ જાય છે. તેનાં સમ થતાં જ નિજ-વિવેકનાં પ્રકાશમાં અનેકતા-એકતાનો ભેદ ગળી જાય છે અને પછી પોતાનાં લક્ષ્યમાં જ અગાધ, અનંત, નિત્ય-નવીન પ્રિયતા ઉદિત થાય છે, જે સ્વભાવથી જ રસરૂપ છે.

જ્યાં સુધી કોઈ વ્યક્તિ, વર્ગ તથા સમાજમાં રસની ખામી, અર્થાત્ નીરસતા નથી ઉત્પન્ન થતી, ત્યાં સુધી તે કામથી પીડિત નથી થતો. કામની પૂર્તિમાં નવીન રાગ અને અપૂર્તિમાં ક્ષોભ તથા ક્રોધ આપોઆપ ઉત્પન્ન થઈ જાય છે. રાગ પરાધીનતામાં તથા ક્ષોભ વિસ્મૃતિમાં આબદ્ધ કરે છે. પરાધીનતા અધિકાર-લાલસાને અને વિસ્મૃતિ અધિકારોનાં અપહરણની પ્રવૃત્તિને જન્મ આપે છે, જેથી પરસ્પરમાં ભિન્ન-ભિન્ન પ્રકારનાં સંઘર્ષો ઉત્પન્ન થઈ જાય છે.

બાહ્ય દષ્ટિએ સંઘર્ષોનું કારણ આર્થિક અભાવ તથા રાજનૈતિક પરાધીનતા પ્રતીત થાય છે, પણ અંતર્દષ્ટિએ સંઘર્ષનું મૂળ નીરસતા, અર્થાત્ પ્રીતિનો અભાવ જ છે. **જો માનવ સંઘર્ષને સમૂળ નષ્ટ કરવા ચાહે છે, તો તેણે પ્રીતિનાં સામ્રાજ્યમાં પ્રવેશ કરવો પડશે.** તેનાં વિના કોઈ પણ પ્રયોગ સફળ નથી થઈ શકતો. બળપૂર્વક સંઘર્ષ મટાડી નથી શકાતો, પરંતુ કેટલાક કાળ સુધી દબાવી શકાય છે. દબાયેલો સંઘર્ષ બહુ જ ભયંકર રૂપ ધારણ કરીને પ્રગટ થાય છે. સબળ પક્ષ નિર્બળ પક્ષને પોતાને આધીન કરીને કેટલાક કાળ સુધી શાંતિની બાહ્ય સ્થાપના ભલેને કરી લે; પરંતુ નિર્બળ પક્ષની આંતરિક વ્યથા કાલાન્તરમાં બળ સંપાદન કરીને નવીન સંઘર્ષને જન્મ આપે છે. આથી એ નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે કે જ્યાં સુધી અંતર્બાહ્ય નીરસતા તથા અભાવનો અભાવ નહિ થાય, ત્યાં સુધી સંઘર્ષનો નાશ નથી થઈ શકતો.

અંતર્બાહ્ય નીરસતા તથા અભાવ વ્યક્તિગત રૂપે પોતાનાંમાં પ્રતીત થાય છે અને તેનું કારણ બીજાઓને સમજવામાં આવે છે. ભલા, શું એ પણ જીવન છે, જેની સરસતા તથા પૂર્ણતાનું કારણ કોઈ બીજું હોય ! જેનું કારણ કોઈ બીજું હોય છે, તેની પૂર્તિ ક્યારેય નથી થતી. નીરસતા તથા અભાવ જો પોતાનો ઉત્પન્ન કરેલો નથી, તો તેનો નાશ જ નથી થઈ શકતો. પોતાની ભૂલને બીજાઓમાં જોવી એ પોતાનાંમાં નીરસતા તથા અભાવને જન્મ આપવો છે. જ્યારે પોતાનાંમાં નીરસતા વગેરે વિકારોનો જન્મ થાય છે, ત્યારે એ જ પ્રતીત થવા લાગે છે કે બીજાઓએ બળનાં દુરુપયોગ દ્વારા આપણને અસમર્થ બનાવી દીધા છે. મોટામાં મોટો, સબળમાં સબળ વ્યક્તિ, વર્ગ તથા સમાજ એ સમય સુધી આપણને અસમર્થ નથી બનાવી શકતો, જ્યાં સુધી આપણે મળેલાં બળનો દુરુપયોગ તથા વિવેકનો અનાદર નથી કરતાં.

જે વ્યક્તિ, વર્ગ તથા સમાજ નિર્બળોની સેવા નથી કરતો અને વિવેક-યુક્ત વિધાનને આધીન નથી રહેતો, તે જ અસમર્થ થાય છે અથવા એમ કહો કે વિવેકને આધીન બળનો ઉપયોગ ન કરવાથી અસમર્થતા આવે છે. એ વિવેક-સિદ્ધ છે કે બાહ્ય ભિન્નતા અભિન્નતા-સંપાદનનું સાધન છે, પરંતુ જાણેલાં



અસત્‌ને અપનાવીને ભિન્નતાને પ્રીતિ-ભેદમાં બદલી નાખે છે. તેનું પરિણામ એ થાય છે કે પ્રીતિ આસક્તિનું રૂપ ધારણ કરી એકતાને છિન્ન-ભિન્ન કરી દે છે, જેનાં થતાં જ સંઘર્ષ ઉત્પન્ન થઈ જાય છે. જ્યાં સુધી માનવ-સમાજ ઉદ્દેશ્યની એકતાનાં આધારે પ્રીતિની એકતા અને યોગ્યતા, રુચિ તથા સામર્થ્યની ભિન્નતાનાં આધારે પદ્ધતિની ભિન્નતાને નહિ અપનાવે, ત્યાં સુધી સંઘર્ષનો નાશ નહિ થાય અને તેનાં નષ્ટ થયા વિના શાંતિ, સામર્થ્ય તથા સ્વાધીનતાની અભિવ્યક્તિ નહિ થાય. સ્વાધીનતા વિના દિવ્ય-ચિન્મય જીવન સાથે અભિન્નતા તેમજ પરમ પ્રેમનો પ્રાદુર્ભાવ સંભવ નથી. આથી પ્રેમનાં સામ્રાજ્યને પ્રાપ્ત કર્યા વિના સમસ્ત સંઘર્ષોનો નાશ થવો કોઈ પણ પ્રકારે સંભવ નથી.





## ષષ્ઠ પ્રકરણ

પ્રાકૃતિક નિયમાનુસાર પ્રાણીઓને વસ્તુની માંગ છે, સિક્કાની નહિ. આવશ્યક વસ્તુઓનું ઉત્પાદન શારીરિક અને બૌદ્ધિક શ્રમ તથા પ્રાકૃતિક મૂળ પદાર્થો દ્વારા જ થાય છે. કોઈ સિક્કાથી કોઈ પણ વસ્તુનું ઉત્પાદન નથી થતું. પરંતુ જ્યારે સમાજમાં સિક્કાનું મહત્ત્વ શ્રમથી વધારે થઈ જાય છે, ત્યારે વ્યક્તિઓમાં સિક્કા-સંગ્રહ કરવાની રુચિ ઉત્પન્ન થાય છે અને જેમ-જેમ સંગ્રહ વધતો જાય છે, તેમ-તેમ વ્યક્તિમાં આળસ, વિલાસ તથા અભિમાનનો જન્મ થતો જાય છે, જેનાં થતાં જ અકર્મણ્યતા, પરાધીનતા અને પરિચ્છિન્નતામાં પ્રાણી આબદ્ધ થઈ જાય છે.

સિક્કાનું મહત્ત્વ વધવાથી અને શ્રમનું મહત્ત્વ ઘટી જવાથી એક વ્યક્તિ બીજી વ્યક્તિને પોતાને આધીન માનવા લાગે છે. જ્યારે વ્યક્તિ પોતાને કોઈ વ્યક્તિને આધીન જુએ છે, ત્યારે તેનાંમાં હીનપરિજ્ઞાન(Inferiority complex) ઉત્પન્ન થાય છે અને જે પોતાને આધીન કોઈ વ્યક્તિને માને છે, તેનાંમાં મિથ્યા અભિમાન ઉત્પન્ન થાય છે. દીનતા તથા અભિમાન ઉત્પન્ન થઈ જવાથી પરસ્પરમાં આત્મીયતા નથી રહેતી, જેનાં ન રહેવાથી પ્રિયતાની અભિવ્યક્તિ નથી થતી.

સિક્કાનો આવિષ્કાર આવશ્યક વસ્તુઓનાં આદાન-પ્રદાનમાં સુવિધા રહે, એ દૃષ્ટિએ થયો હશે. પરંતુ આજે તેણે પોતાનો પ્રભાવ એવો જમાવ્યો કે સાધારણ વ્યક્તિની તો કોણ કહે, મોટાં-મોટાં કલાકારો, વિજ્ઞાનવેત્તાઓ અને સાહિત્યિકોને પણ પોતાને આધીન કરી લીધા છે. જો સિક્કાનું મહત્ત્વ ન રહે, તો માનવ-સમાજમાંથી આળસ, વિલાસ તેમજ અકર્મણ્યતા તો બહુ જ ઓછી થઈ જાય. આજે શ્રમી વર્ગ પણ શ્રમનાં મહત્ત્વથી દૂર છે. તે પણ તેનાં બદલામાં બોનસ લઈને જ પ્રસન્ન થાય છે. સિક્કાનાં મહત્ત્વે મજૂર અને મહાજન બન્નેયને



પાગલ બનાવી દીધા છે. આવી ભયંકર પરિસ્થિતિમાં જો પરસ્પર એકતાનો સંચાર કરવો હોય, તો સિક્કા કરતાં શ્રમનું મહત્ત્વ વધારવું પડશે. શ્રમનું મહત્ત્વ વધારવાનો અર્થ એ નથી કે શ્રમનાં બદલામાં અધિક સિક્કાઓ પ્રાપ્ત કરવા એ જ સ્વભાવ બનાવી લેવામાં આવે. શ્રમનાં મહત્ત્વનો અર્થ એ છે કે વ્યક્તિ કોઈ ને કોઈ આવશ્યક વસ્તુનાં ઉત્પાદનમાં જ પ્રાપ્ત સામર્થ્ય તથા યોગ્યતા વ્યય કરે. વસ્તુઓનું સંપાદન કરવા છતાં પણ એ વાતનું ધ્યાન રહે કે વસ્તુઓનાં બદલામાં સિક્કાઓનો સંગ્રહ નથી કરવાનો. સમાજનો એ વર્ગ જે વસ્તુઓનું ઉત્પાદન નથી કરી શકતો — બાળક, રોગી વગેરે — તેમને આવશ્યક વસ્તુઓ આપોઆપ જ આપવાનું વિધાન બનાવી લેવામાં આવે, ત્યારે જ શ્રમનું વાસ્તવિક મહત્ત્વ વધી શકે છે. શ્રમને સિક્કામાં બદલવાથી શ્રમનું મહત્ત્વ નથી વધતું. સિક્કાનાં આધારે એક દેશ બીજા દેશને વિનાશની સામગ્રી આપીને એક સ્થાયી વિદ્રોહની ભાવનાને જન્મ આપે છે. જો સિક્કાનું મહત્ત્વ માનવનાં જીવનમાંથી મટી જાય, તો બહુ જ સુગમતાપૂર્વક પરસ્પર એકતા સ્થાપિત થઈ શકે છે. વસ્તુઓનાં ઉત્પાદનનાં સાધનો પ્રાકૃતિક નિયમાનુસાર વ્યક્તિગત નથી. તો પછી ઉત્પાદિત વસ્તુઓ વ્યક્તિગત કેવી રીતે થઈ શકે ? અર્થાત્ નથી થઈ શકતી. વસ્તુ વ્યક્તિની સેવા માટે છે, કેવળ પોતાનાં સુખ-ભોગ માટે જ નહિ. જીવનમાં રસની માંગ છે. સુખ-ભોગનો રસ વ્યક્તિને પરાધીનતા તથા જડતામાં આબદ્ધ કરે છે અને સેવાનો રસ માનવને ઉત્તરોત્તર સ્વાધીનતા તથા ચિન્મયતા તરફ અગ્રેસર કરે છે. આ દૃષ્ટિએ સેવા સુખ-ભોગની રુચિને ખાઈને વ્યક્તિ અને સમાજમાં વાસ્તવિક એકતા સ્થાપિત કરવામાં સમર્થ થાય છે.

પ્રાકૃતિક નિયમ અનુસાર કોઈ પણ વસ્તુનું મૂલ્ય કોઈ આંકી નથી શકતું. એ જ વસ્તુ દેશ-કાળનાં ભેદથી અધિક તથા ઓછા મૂલ્યની માની લેવામાં આવે છે. જો વસ્તુનું પોતાનું કોઈ મૂલ્ય હોત, તો આ વિષમતા ન થાત. મૂલ્ય છે વસ્તુની આવશ્યકતા તથા સિક્કાનાં સંગ્રહમાં; જે પ્રમાણે માનવ-સમાજ વિદ્યુત-ઉત્પાદક-કંપનીને સિક્કો આપીને તેનો મનમાન્યો વ્યય કરે છે અને કંપની અવસર મેળવીને મૂલ્ય વધારતી રહે છે. જો વિદ્યુતનું ઉદ્ગમ સૂર્ય પોતાની

રુચિ અનુસાર મૂલ્ય માગવાનું આરંભ કરી દે, તો કઈ વ્યક્તિ, વર્ગ તથા સમાજ એવો હશે, જે તેને ચૂકવી શકે ? પ્રાકૃતિક નિયમ તો એવો છે કે જે વસ્તુ જેટલી પણ વધારે ઉપયોગી હોય છે, એટલી જ સુગમતાથી પ્રાપ્ત થાય છે. જેમ રત્નોની અપેક્ષાએ સુવર્ણ તથા ચાંદી, ચાંદીથી અન્ન, અન્નથી જળ, જળથી પ્રકાશ, પ્રકાશથી વાયુ અને વાયુથી આકાશ ઉત્તરોત્તર સુગમતાપૂર્વક સ્વતઃ જ પ્રાપ્ત થાય છે. આ પ્રાકૃતિક વિધાનનો આદર કરવાથી એ નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે કે જીવનોપયોગી વસ્તુઓ અમૂલ્ય છે, તેનું મૂલ્ય કોઈ ચૂકવી નથી શકતું. અસમર્થતા-કાળમાં આવશ્યક વસ્તુ વિધાન અનુસાર સ્વતઃ પ્રાપ્ત થાય છે. આ દૃષ્ટિએ રોગી અને બાળકનાં વિકાસ માટે બધા ઉત્પાદક વર્ગો તથા દેશોએ ઉત્પાદિત વસ્તુ આદરપૂર્વક ભેટ કરવી જોઈએ. એવો કોઈ વ્યક્તિ નથી, જે ક્યારેય અસમર્થ ન રહ્યો હોય અને તેનું પોષણ તથા શિક્ષણ સમાજનાં શ્રમ તથા પ્રાકૃતિક વસ્તુઓ દ્વારા ન થયું હોય. એ જ વ્યક્તિ જ્યારે ઉત્પાદન કરવાને યોગ્ય થઈ જાય છે, ત્યારે ઉત્પાદિત વસ્તુઓને પોતાની માની લે છે અને તેનાં બદલામાં સિક્કાનાં સંગ્રહમાં લાગી જાય છે. આ પ્રમાદનું બહુ જ ભયંકર પરિણામ થયું છે.

શ્રમીવર્ગ જો શ્રમનાં બદલામાં ઉદારતાનું સંપાદન કરે, તો તેનાંથી ઉત્પાદિત વસ્તુઓ તેને ભેટ થઈ શકે છે, જેઓ ઉત્પાદન નથી કરી શકતાં. આનું બહુ જ સુંદર પરિણામ એ થશે કે જ્યારે તે વર્ગ, જેને ઉદારતાપૂર્વક વસ્તુઓ ભેટ કરવામાં આવી હતી, સમર્થ થશે, ત્યારે તેનાં સ્વભાવમાં પણ ઉત્પાદિત વસ્તુઓને ભેટ કરવાની સદ્‌ભાવના જાગ્રત થશે, જેનાંથી પ્રેરિત થઈને પરંપરામાં ઉદાર-ચરિત માનવો ઉત્પન્ન થતાં રહેશે. જે વર્ગ તથા સમાજમાં સચ્ચરિત્ર વ્યક્તિઓની ઉત્પત્તિ અધિક થાય છે, તે વર્ગ તથા સમાજ ઉદાર તથા વ્યાપક થઈ જાય છે. એટલું જ નહિ, તે કોઈ અન્ય વર્ગ તથા સમાજથી શાસિત નથી રહેતો; કારણ, કે રાષ્ટ્ર-પ્રણાલીની માંગ સમાજને ત્યારે જ થાય છે, જ્યારે માનવ-સમાજ ઉત્પાદિત વસ્તુ, યોગ્યતા, સામર્થ્યનો ઉદારતાપૂર્વક સદ્‌વ્યય નથી કરતો. ઉદારતા વ્યક્તિમાં કરુણા તથા પ્રસન્નતાની અભિવ્યક્તિ કરે છે. કરુણા સુખ-ભોગની રુચિને અને પ્રસન્નતા નીરસતાને ખાઈ લે છે. સુખ-ભોગની રુચિનો તથા



નીરસતાનો નાશ થતાં જ જીવનમાં નિર્વિકારતા આવી જાય છે, જેનાં આવતાં જ દિવ્ય-ચિન્મય જીવન સાથે અભિન્નતા થઈ જાય છે અને પારસ્પરિક સંઘર્ષ સદાને માટે મટી જાય છે. આ દૃષ્ટિએ શ્રમીવર્ગે ઉદારતા અપનાવી લેવી અનિવાર્ય છે.

હવે જો કોઈ એમ કહે કે ઉદારતા તો તેમણે અપનાવવી જોઈએ, જેમણે સિક્કાઓનો સંગ્રહ કર્યો છે. આ વાત સ્થૂળ દૃષ્ટિએ તો બરાબર જ માલૂમ થાય છે. પરંતુ જો આપણે ગંભીરતાપૂર્વક વિચાર કરીએ, તો એ સ્પષ્ટ વિદિત થાય છે કે સંગ્રહીની આસ-પાસ જે શ્રમીવર્ગ છે, તેમણે પણ સિક્કાનાં મહત્ત્વને જ અપનાવી લીધું છે, ત્યારે જ તે ઘણાં બધા સાથીઓનાં અધિકારોનું અપહરણ સંગ્રહી દ્વારા કરાવતો રહે છે. જો શ્રમીવર્ગમાં ઉદારતા આવી જાય, તો સંગ્રહી બિચારો વિવશ થઈને સંગ્રહનો સદુપયોગ કરવા લાગે. પોત-પોતાનાં પદને સુરક્ષિત રાખવા માટે શારીરિક તથા બૌદ્ધિક શ્રમી સંગ્રહીને આધીન થઈ જાય છે. આ શ્રમી વર્ગનો પ્રમાદ છે.

આનો અર્થ કોઈ એમ ન સમજે કે આ વિચારધારા તો સંગ્રહીને નિર્દોષ સિદ્ધ કરે છે. પણ વાત એવી નથી; કેમકે સંગ્રહ જેમ-જેમ વધતો જાય છે, તેમ-તેમ સંગ્રહીની ચેતના જડતાથી આચ્છાદિત થતી જાય છે. સંગ્રહીની અપેક્ષાએ શ્રમીમાં ચેતના અધિક રહે છે. પ્રાકૃતિક નિયમાનુસાર સુધારાનો આરંભ તેનાંથી જ થાય છે, જેમાં ચેતના અધિક છે. આથી શ્રમીવર્ગનાં સુધારામાં જ સમાજનો સુધારો નિહિત છે. આજ સુધી કોઈ પણ સંગ્રહી દ્વારા સમાજનું ઉત્થાન નથી થયું. એક-એક ઉદાર-ચરિત માનવની પાછળ કરોડો વ્યક્તિઓ ચાલ્યા. આનાંથી પણ એ જ સિદ્ધ થાય છે કે બૌદ્ધિક શ્રમી દ્વારા શારીરિક શ્રમીનું ઉત્થાન અને એ બન્નેનાં ઉત્થાનમાં જ સમાજનું ઉત્થાન છે. જો મિલનો મેનેજર, એન્જીનીયર અને રસાયણજ્ઞ(Chemist) પોતાની ઉત્પાદિત વસ્તુઓનો દુરુપયોગ ન કરવા દે, તો કોઈ પણ સંગ્રહી દુરુપયોગ કરવામાં પ્રવૃત્ત જ નથી થઈ શકતો. પરંતુ શ્રમીવર્ગનાં મનમાં સિક્કાનું એટલું પ્રલોભન થઈ ગયું છે કે તે વિચારવા લાગે છે કે જો સંગ્રહીનાં મનની વાત પૂરી ન કરી, તો મને કાઢી મુકવામાં આવશે અને મારા સ્થાન પર અનેક સાથીઓ આવી જશે. આ ભયથી ભયભીત

થઈને શ્રમીવર્ગ સંગ્રહીનાં અન્યાયનું સમર્થન કરવા લાગે છે. હવે નિષ્પક્ષ-ભાવથી વિચાર કરો કે સુધારાનું દાયિત્વ શ્રમીવર્ગ પર અધિક છે કે સંગ્રહી પર ?

શ્રમી સંગ્રહી વિના રહી શકે છે; પરંતુ સંગ્રહી શ્રમી વિના નથી રહી શકતો. પણ આજે શ્રમી પોતાનાં મહત્ત્વને ભૂલી ગયો છે અને શ્રમનાં બદલામાં પોતાની વ્યક્તિગત સુવિધાઓ પર જ ધ્યાન આપે છે. વ્યક્તિગત સુખ-લોલુપતાનું પ્રલોભન સર્વહિતકારી સદ્ભાવનાઓને સબળ નથી થવા દેતું. તેનું જ આ પરિણામ આવ્યું છે કે શ્રમ સંગ્રહને આધીન છે. સંગ્રહનું મહત્ત્વ શ્રમીનાં પ્રમાદથી વધ્યું છે. જો શ્રમનું મહત્ત્વ વધારવું હોય, તો શ્રમીએ પોતાનો સુધારો કરવો પડશે. જે વ્યક્તિ, વર્ગ તથા સમાજ પોતાનાં વિકાસ તથા હ્રાસનું કારણ પોતાનાંથી ભિન્નને માને છે, તેનો ન તો વિકાસ જ થાય છે અને ન હ્રાસ પણ અટકે છે. પ્રાકૃતિક નિયમ અનુસાર પ્રત્યેક માનવ પોતાનાં વિકાસમાં સ્વાધીન છે. પણ ક્યારે ? જ્યારે મળેલી યોગ્યતા, સામર્થ્ય તથા વસ્તુનો દુરુપયોગ ન કરે. વ્યક્તિગત રૂપે જે કોઈને જે કાંઈ મળ્યું છે, તે એ વર્ગનું છે, જેનાંમાં અભાવ છે. મળેલું દેવાથી જ વધારે મળશે. દઈને ન માગવું જ પ્રાકૃતિક નિયમ અનુસાર પોતાનાં વિકાસનું સાધન છે. પણ આ રહસ્યને કોઈ વિરલા તત્ત્વદર્શી જ જાણે છે.

ન માગવાનો અર્થ ભૂખ્યા, નગ્ન રહીને મરી જવું નથી. ન માગવાનો અર્થ છે — દેવાવાળાની પ્રસન્નતા માટે આવશ્યક વસ્તુ સ્વીકાર કરવી અથવા એમ કહો કે અધિકાર-લાલસાથી રહિત કર્તવ્યનિષ્ઠ થવું. કર્તવ્યનું જ્ઞાન માનવમાત્રનાં નિજ-વિવેકમાં વિદ્યમાન છે. વિવેક-વિરોધી કર્મનાં ત્યાગથી જ શ્રમનું મહત્ત્વ વધી શકે છે અને શ્રમનું મહત્ત્વ વધવાથી જ સિક્કાનું મહત્ત્વ ઘટી શકે છે, જેનાં ઘટતાં જ સંગ્રહની રુચિ મટી શકે છે અને આળસ, અકર્મણ્યતા તથા વિલાસનો અંત થઈ શકે છે, જેનાં થતાં જ શરીર અને વિશ્વમાં, વ્યક્તિ અને સમાજમાં, બે વર્ગોમાં, બે દેશોમાં વાસ્તવિક એકતા થઈ શકે છે.

સ્વાધીન વ્યક્તિઓનાં પ્રાદુર્ભાવથી જ સમાજમાં સ્વાધીનતા સુરક્ષિત રહે છે. સ્વાધીન સમાજ ન તો કોઈનાથી ભયભીત થાય છે અને ન કોઈને ભય આપે છે. ભયભીત સમાજ જ યુદ્ધ-સામગ્રીનો સંગ્રહ કરે છે. જો શ્રમીવર્ગ યુદ્ધની ભાવનામાં સહયોગ ન આપે, તો યુદ્ધ-સામગ્રી જેમ-ની-તેમ, જ્યાં-ની-ત્યાં રાખેલી રહેશે, તેનો કોઈ ઉપયોગ નહિ થાય. પરસ્પરનો સંઘર્ષ યુદ્ધ-સામગ્રીનાં બળ ઉપર નથી રોકી શકાતો. માનવમાં જો વિદ્યમાન માનવતાનો વિકાસ થઈ જાય, તો સંઘર્ષનો નાશ થઈ શકે છે. આ દૃષ્ટિએ પ્રત્યેક માનવ ઉપર મળેલી વસ્તુ, યોગ્યતા તથા સામર્થ્યનાં સદુપયોગનું દાયિત્વ છે. કર્તવ્ય-પરાયણતા કર્તવ્યનિષ્ઠ વ્યક્તિઓનાં જીવનથી વ્યાપક થાય છે. તેને વૈજ્ઞાનિક પ્રયોગો દ્વારા નથી ફેલાવી શકાતી. ભયભીત સમાજ ક્યારેય પણ સંઘર્ષનો અંત નથી કરી શકતો. નિર્ભયતાની અભિવ્યક્તિ ત્યારે જ થાય છે, જ્યારે પોતાનાં અધિકારનો ત્યાગ અને બીજાઓનાં અધિકારની રક્ષામાં તત્પરતા બનેલી રહે. આથી એ આવશ્યક છે કે પ્રત્યેક વ્યક્તિ, વર્ગ, સમાજ તથા દેશ પોત-પોતાનાં બળનો બીજા વ્યક્તિઓ, વર્ગ, સમાજ તથા દેશનાં હિતમાં વ્યય કરે અને વિનાશકારી સામગ્રીનું ઉત્પાદન ન કરે.



શ્રમીવર્ગ સિક્કાનાં પ્રલોભનથી રહિત થઈને વિનાશકારી વસ્તુઓનાં ઉત્પાદન સાથે અસહયોગ કરી પોતાનાં શ્રમ દ્વારા જીવનોપયોગી વસ્તુઓનું ઉત્પાદન કરે; પરંતુ તેને વ્યક્તિગત ન માને. આવા સાધકો જ વ્યક્તિ અને સમાજની એકતાનું દર્શન કરી શ્રમનાં મહત્ત્વથી સિક્કાનું મહત્ત્વ ઘટાડીને, સંગ્રહની ભાવના મટાડીને, શાંતિની સ્થાપના દ્વારા પરસ્પર એકતાપૂર્વક સંઘર્ષનો નાશ કરી શકે છે. એ નિર્વિવાદ સત્ય છે.

સિક્કાની ઉપયોગિતા એકમાત્ર સુવિધાપૂર્વક વસ્તુઓનાં આદાન-પ્રદાનમાં છે. વાસ્તવમાં તો જીવનમાં સિક્કાની કોઈ આવશ્યકતા જ નથી. જીવનમાં આવશ્યકતા વસ્તુની છે. પરંતુ જ્યારે માનવ-સમાજ વસ્તુનું મહત્ત્વ વ્યક્તિ કરતાં વધારે માની લે છે, ત્યારે જ વ્યક્તિનું નિર્માણ અટકી જાય છે. વ્યક્તિએ સ્વયં સુંદર બનવા માટે વસ્તુઓનું મહત્ત્વ વ્યક્તિઓથી ઓછું કરવું પડશે, અર્થાત્ સિદ્ધાંત રૂપે એ વાત માનવી પડશે કે વસ્તુ વ્યક્તિનાં વિકાસ માટે છે. જ્યારે જીવનમાં વસ્તુ કરતાં વ્યક્તિનું મહત્ત્વ અધિક થઈ જાય છે, ત્યારે

નિર્લોભતાની અભિવ્યક્તિ થાય છે, જેનાં થતાં જ પ્રાકૃતિક નિયમ અનુસાર વસ્તુઓનો અભાવ મટી જાય છે. આ ભૌતિક વિજ્ઞાનનો નિયમ છે. પણ આજે આ નિયમ ઉપર સર્વ-સાધારણની દૃષ્ટિ જ નથી જતી. તેનું બહુ જ દુષ્પરિણામ આવ્યું છે. નિર્લોભતા પ્રકૃતિનું એ વિધાન છે, જે આવશ્યક વસ્તુઓને આપો-આપ ઉત્પન્ન કરે છે. આનો અનુભવ માનવમાત્ર કરી શકે છે. આ એવી વાત નથી, જેનો અનુભવ પ્રયોગ-સિદ્ધ ન હોય. નિર્લોભતા આવતાં જ પ્રાપ્ત વસ્તુઓનો ઉપયોગ વ્યક્તિઓની સેવામાં સ્વભાવથી જ થવા લાગે છે, સંગ્રહની રુચિનો જન્મ જ નથી થતો અને ન વસ્તુઓમાં મમતા પણ થાય છે. અપ્રાપ્ત વસ્તુઓની કામનાની તો કોણ કહે, લોભરહિત થતાં જ વસ્તુઓથી અતીતનાં જીવનમાં પ્રવેશ થઈ જાય છે, અર્થાત્ નિર્લોભતા માનવને વિવેકયુક્ત જીવન સાથે અભિન્ન કરી દે છે. આ દૃષ્ટિએ વસ્તુ કરતાં વ્યક્તિને અધિક મહત્ત્વ આપવું હિતકર જ સિદ્ધ થાય છે.

વ્યક્તિ કરતાં વસ્તુને અધિક મહત્ત્વ આપવાથી વ્યક્તિઓમાં વસ્તુઓની દાસતા ઉત્પન્ન થાય છે. વસ્તુઓની દાસતા વસ્તુઓનો સદુપયોગ નથી કરવા દેતી અને ન વિવેકનો આદર જ રહે છે. વિવેકનો અનાદર થતાં જ અવિવેકની ઉત્પત્તિ થઈ જાય છે અને પછી અકર્તવ્યનો જન્મ થઈ જાય છે. અકર્તવ્ય જ પરસ્પર સંઘર્ષનું કારણ છે. સંઘર્ષથી વસ્તુ અને વ્યક્તિ બન્નેયનો વિનાશ થાય છે. પ્રાકૃતિક નિયમ અનુસાર વસ્તુઓની ઉત્પત્તિ વ્યક્તિઓનાં હિતાર્થે થાય છે. એ વસ્તુઓનું મહત્ત્વ વ્યક્તિઓ કરતાં અધિક કરી દેવું મંગલમય વિધાનનું હનન કરે છે. વિધાનનો વિરોધ કોઈનાં માટે પણ ક્યારેય પણ હિતકર સિદ્ધ નથી થતો. આથી વસ્તુ કરતાં વ્યક્તિને અધિક મહત્ત્વ આપવું અનિવાર્ય છે.

વસ્તુઓની દાસતાથી રહિત માનવ ન તો વસ્તુઓનો દુરુપયોગ જ કરે છે અને ન વસ્તુનાં આશ્રયને આધારે પોતાનું મહત્ત્વ માને છે, કેમકે વસ્તુ-યુક્ત હોવાથી વ્યક્તિનું મહત્ત્વ નથી. વ્યક્તિનું મહત્ત્વ વિવેકવિત્ થવામાં નિહિત છે. આ દૃષ્ટિએ વિવેકી માનવને અવિવેકીઓની અપેક્ષાએ ક્યાંય અધિક મહત્ત્વ


આપવાનું છે. એટલું જ નહિ, અવિવેકી માનવ, માનવનાં વેષમાં અમાનવ છે. અમાનવને પશુ કહેવો એ પશુની નિંદા છે. કારણ, કે પશુમાં વિવેક જાગ્રત નથી, એથી તેનાં પર વિવેકી થવાનું દાયિત્વ નથી. પરંતુ માનવમાત્રમાં વિવેક જાગ્રત છે, એ કારણે તેનાં પર દાયિત્વ છે કે તે વિવેકનો અનાદર ન કરે, અર્થાત્ પ્રત્યેક વર્ગ, સમાજ તથા દેશનો એ જ માનવ આદરણીય છે, જે વિવેકી છે. વ્યક્તિનાં મહત્ત્વને એટલું ન વધારી દેવામાં આવે કે પોતાનાં મત, સંપ્રદાય, વર્ગ તથા દેશનો અવિવેકી માનવ પણ અન્ય મત, સંપ્રદાય, વર્ગ અને દેશનાં વિવેકીની સમાન માની લેવામાં આવે. અનેકો અવિવેકીઓની અપેક્ષાએ એક વિવેકી ક્યાંય ઉચ્ચકોટિનો માનવ છે. એટલું જ નહિ, વિવેકી કોઈ પણ હોય, તેનાં પરામર્શને આદર આપવો અને અન્યની તો કોણ કહે, અવિવેકી માતા-પિતા, નેતા વગેરેની પણ વાતને ન માનવી હિતકર સિદ્ધ થાય છે. અનેક ઘટનાઓથી આવો અનુભવ થયો છે. આ કારણે વિવેકવિત્ થવાથી જ વ્યક્તિ આદરણીય છે.

એ નિયમ છે કે જ્યાં સુધી જીવનમાં વિવેકનું સામ્રાજ્ય રહે છે, ત્યાં સુધી જાણેલાં અસત્‌નાં ત્યાગનું સામર્થ્ય નષ્ટ નથી થતું. પ્રાકૃતિક નિયમાનુસાર જાણેલાં અસત્‌નાં ત્યાગમાં જ સમસ્ત વિકાસ નિહિત છે. આ દૃષ્ટિએ માનવમાત્રે વિવેકનો આદર કરવાનો છે. વિવેક એ પ્રકાશ છે, જેમાં બુદ્ધિ-દૃષ્ટિ દ્વારા માનવ ઇન્દ્રિય-દૃષ્ટિ પર વિજય પ્રાપ્ત કરે છે. વિવેકનાં પ્રકાશથી બુદ્ધિમાં સામર્થ્ય આવે છે અને પછી તે અનાવશ્યક અને અશુદ્ધ સંકલ્પોને પૂરા કરવાનું સમર્થન નથી કરતી, જેથી અનાવશ્યક અને અશુદ્ધ સંકલ્પો પૂરા થયા વિના આપોઆપ મટી જાય છે અને આવશ્યક તેમજ શુદ્ધ સંકલ્પો પૂરા થઈને મટી જાય છે, જેનાં મટતાં જ બુદ્ધિભગવતી વિશ્રામ પામે છે અને પ્રત્યેક પ્રવૃત્તિનાં અંતમાં નિર્વિકલ્પતા સુરક્ષિત રહે છે. નિર્વિકલ્પતાથી અસંગ થતાં જ વાસ્તવિક સ્વાધીનતા પ્રાપ્ત થાય છે. આ દૃષ્ટિએ ઉત્તરોત્તર વિકાસ તરફ અગ્રેસર કરવામાં વિવેક જ મુખ્ય સાધન છે.

વિવેકનું મહત્ત્વ સત્ય તરફ અગ્રેસર થવામાં છે, વિવાદમાં નહિ. વિવેક સાધન છે, સાધ્ય નહિ. સાધનનું અનુસરણ સિદ્ધિદાતા છે; પરંતુ સાધનની

મમતા સાધનનાં રૂપમાં અસાધન છે. સાધનની મમતાથી રહિત થવામાં જ સાધનની પૂર્ણતા નિહિત છે. આથી વિવેકનું મહત્ત્વ વ્યક્તિ કરતાં બહુ ઊંચુ છે. પરંતુ વિવેકનો ઉપયોગ સત્યની શોધમાં છે, વિવેકી કહેવરાવવામાં નહિ. વિવેકી કહેવરાવવાની રુચિમાં વિવેકનો અનાદર છે. આ કારણે વિવેકથી પણ પોતાનાં સાધ્યને અધિક મહત્ત્વ આપવાનું છે, કેમકે સાધ્યમાં અગાધ, અનંત, નિત્ય-નવીન પ્રિયતા જ માનવની વાસ્તવિક માંગ છે. આથી સિક્કા કરતાં વસ્તુ, વસ્તુ કરતાં વ્યક્તિ, વ્યક્તિ કરતાં વિવેક અને વિવેક કરતાં પોતાનાં સાધ્યને અધિક મહત્ત્વ આપવાનું છે. ઉદ્દેશ્ય-પૂર્તિ તથા સંઘર્ષનો અંત તેમજ શાંતિની સ્થાપના કરવા માટે આ ક્રમ સ્વીકાર કરવો પ્રત્યેક મત, સંપ્રદાય, વર્ગ, સમાજ તથા દેશનાં વ્યક્તિઓ માટે અનિવાર્ય છે.







# સપ્તમ પ્રકરણ

પોતાનાં ગુણ અને પારકા દોષ જોવાથી પારસ્પરિક એકતા સુરક્ષિત નથી રહેતી. ગુણ, અભિમાનને અને દોષ, ભેદને જન્મ આપે છે. અભિમાન, પરિચ્છિન્નતામાં અને ભેદ, અવિશ્વાસમાં આબદ્ધ કરી દે છે. પરિચ્છિન્નતા અનેક આસક્તિઓને અને અવિશ્વાસ અકર્તવ્યને ઉત્પન્ન કરે છે. આ દૃષ્ટિએ પોતાનાં ગુણો તથા પારકા દોષો જોવાથી પણ સંઘર્ષનો જન્મ થાય છે. ગુણ કોઈ વ્યક્તિ-વિશેષની વસ્તુ નથી, પરંતુ અનંતનો સ્વભાવ છે. દોષનું સ્વતંત્ર અસ્તિત્વ નથી, પરંતુ પ્રમાદનું પરિણામ છે. પ્રમાદ જાણેલાનાં અનાદરથી ઉત્પન્ન થાય છે, એ કારણે તે પોતાનો જ બનાવેલો દોષ છે. પોતાનાં બનાવેલા દોષને મટાડવાનું દાયિત્વ પોતાની જ ઉપર છે. જ્યાં સુધી દોષી સ્વયં નિર્દોષ થવા નથી ચાહતો, ત્યાં સુધી તેને કોઈ પણ ભય તથા પ્રલોભનથી નિર્દોષ નથી બનાવી શકાતો. જો કે નિર્દોષતાની માંગ માનવમાત્રમાં સ્વાભાવિક છે, પરંતુ પર-દોષ-દર્શનથી નિજ-દોષની વ્યથા એટલી દબાઈ જાય છે કે નિર્દોષતા માટે એટલી વ્યાકુળતા જ નથી થતી, જેટલી આવશ્યક છે. પ્રાકૃતિક નિયમાનુસાર વ્યાકુળતાની અગ્નિમાં બધા દોષો ભસ્મ થઈ જાય છે. પણ આ રહસ્યને એ જ વિચારશીલ જાણે છે, જેમણે પર-દોષ-દર્શનનો ત્યાગ કરીને પોતાનાં પ્રમાદજન્ય દોષોનાં દર્શન કર્યા છે. પોતાનાં દોષોનાં દર્શન કરતાં જ દોષોથી ભિન્નતા સ્વતઃ થઈ જાય છે. એ નિયમ છે કે ઉત્પન્ન થયેલી બધી નિર્બળતાઓથી જો વિવેકપૂર્વક ભિન્નતા સ્વીકાર કરી લેવામાં આવે, તે તેઓ સ્વતઃ નષ્ટ થઈ જાય છે. આ પ્રમાણે પોતાનાં દોષોનો નાશ થતાં જ ગુણોનું અભિમાન આપો-આપ ગળી જાય છે. અર્થાત્ જ્યારે દોષો ઉત્પન્ન નથી થતાં, ત્યારે ગુણોનો પણ ભાસ નથી થતો.

દોષ-જનિત વેદનાને દબાવવા માટે વ્યક્તિ પોતાને ગુણોનાં અભિમાનમાં આબદ્ધ કરી લે છે, પરંતુ ગુણોનું અભિમાન અનેક દોષોને જન્મ

આપે છે. આ કારણે **ગુણોનું અભિમાન સમસ્ત દોષોની ભૂમિ છે.**

ગુણોનું અભિમાન રહેતાં સર્વાંશમાં નિર્દોષતાની અભિવ્યક્તિ સંભવ નથી. કારણ, કે ગુણોનું અભિમાન પર-દોષ-દર્શન કરાવવામાં હેતુ છે. પર-દોષ-દર્શન કરતાં રહીને નિજ-દોષનું યથેષ્ટ જ્ઞાન નથી થતું અને ન દોષ-જનિત વેદના પણ જાગ્રત થાય છે, જેનાં થયા વિના નિર્દોષતા સાથે અભિન્નતા નથી થઈ શકતી. આ દૃષ્ટિએ દોષોને બનાવી રાખવામાં પર-દોષ-દર્શન જ મુખ્ય હેતુ છે. 'પર'ની સેવા કરી શકાય છે અને 'પર'ની મમતાનો ત્યાગ થઈ શકે છે. 'પર'ની સેવા વિદ્યમાન રાગની નિવૃત્તિમાં સાધનરૂપ છે અને 'પર'ની મમતાનો ત્યાગ થવાથી નવીન રાગની ઉત્પત્તિ નથી થતી. આ દૃષ્ટિએ પર-સેવા અને 'પર'ની મમતાનો ત્યાગ માનવમાત્રને રાગ-રહિત કરવામાં સમર્થ છે. રાગ-રહિત થતાં જ સમસ્ત વિકાસ આપો-આપ થવા લાગે છે. આથી પોતાનાં ગુણો તથા પારકા દોષો જોવાનું માનવ-જીવનમાં કોઈ સ્થાન જ નથી. પર-દોષ-દર્શનનો ત્યાગ કર્યા વિના નિર્દોષતાનાં સામ્રાજ્યમાં પ્રવેશ જ નથી થઈ શકતો. ગુણોને પોતાનાં માનવા મિથ્યા અભિમાનને વધારવું છે, જે અવિવેક-સિદ્ધ છે.

વિવેક-દૃષ્ટિએ પોતાનાંમાં પોતાનું કાંઈ નથી. બધી વસ્તુઓ વિશ્વની છે, પોતાની નહિ. અને વસ્તુઓથી અતીત જે જીવન છે, તેમાં અહંની ગંધ પણ નથી. આ રહસ્ય સ્પષ્ટ થતાં જ સમસ્ત વાસનાઓનો નાશ થઈ જાય છે. નિર્વાસના આવતાં જ સમસ્ત દિવ્ય ગુણોની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે. કોઈ પણ ગુણ પુરુષાર્થ-સિદ્ધ નથી અને ન કોઈ કર્મનું પણ ફળ છે. કર્મનું પરિણામ પરિસ્થિતિ છે, જે વિધાનથી નિર્મિત છે. કર્મ-સામગ્રી કર્મનું ફળ નથી, કેમકે સામગ્રીની પ્રાપ્તિ થવાથી જ કર્મની સિદ્ધિ થઈ શકે છે. જે કર્મનું કારણ છે, તે કર્મનું કાર્ય નથી થઈ શકતું. આ દૃષ્ટિએ એ નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે કે પોતાનાંમાં પોતાનું કાંઈ નથી. નિજ-વિવેકનાં પ્રકાશમાં એ જાણી લેવાથી કે પોતાનાંમાં પોતાનું કાંઈ નથી, નિરભિમાનતા આવી જાય છે, જેનાં આવતાં જ નિર્વિકારતા તથા નિર્ભરતા સ્વતઃ આવી જાય છે. નિર્વિકારતા આવતાં જ જીવન જગત માટે અને નિર્ભરતા આવતાં જ જીવન અનંત માટે ઉપયોગી સિદ્ધ થાય છે.



આ પ્રમાણે નિરભિમાનતામાં જ સમસ્ત વિકાસ નિહિત છે.

ગુણોનાં અભિમાનનાં આધારે ઉત્પન્ન થયેલો ભેદ, પ્રીતિને વ્યાપક નથી થવા દેતો, જેનાં ન થવાથી કર્તવ્ય-પરાયણતા નથી આવતી. પ્રીતિની વ્યાપકતા વિના અકર્તવ્યનો નાશ કદાપિ નથી થઈ શકતો. કારણ, કે પ્રીતિ જેનાંમાં થાય છે, તેનાં પ્રત્યે તે ક્યારેય નથી કરવા દેતી, જેનાંથી તેનો વિનાશ થાય, અર્થાત્ પ્રીતિ અહિતકર પ્રવૃત્તિઓનો નાશ કરી દે છે. એ નિયમ છે કે અહિતકર પ્રવૃત્તિઓનાં નાશમાં જ સર્વહિતકારી પ્રવૃત્તિ નિહિત છે. આ દૃષ્ટિએ કર્તવ્ય-પરાયણતા માટે પ્રીતિની વ્યાપકતા અનિવાર્ય છે. પ્રીતિ વ્યાપક ત્યારે જ થઈ શકે છે, જ્યારે માનવની પોતાનાં ગુણો તથા પારકા દોષો પર દૃષ્ટિ ન રહે.

અભિમાનથી ઉત્પન્ન થયેલી પરિચ્છિન્નતા માનવને વસ્તુ, વ્યક્તિ વગેરેનાં આશ્રયથી રહિત નથી થવા દેતી. નિરાશ્રય વિના ન તો પરાધીનતાનો જ નાશ થાય છે અને ન વ્યક્તિત્વનાં મોહનો પણ અંત થઈ શકે છે. પરાધીનતા તથા વ્યક્તિત્વનાં મોહમાં આબદ્ધ પ્રાણી ગુણ તથા દોષનાં દ્વંદ્વથી રહિત નથી થઈ શકતો. આ કારણે પરિચ્છિન્નતાનો અંત કરવો અનિવાર્ય છે. પરિચ્છિન્નતા વિશ્વની સેવા તથા અનંતની પ્રીતિમાં જ વિલીન થઈ શકે છે. પોતાનાં ગુણો તથા પારકા દોષો ન જોવાથી જ સેવા તથા પ્રીતિની અભિવ્યક્તિ થાય છે. આથી પોતાનાં ગુણો તથા બીજાનાં દોષો જોવા સંઘર્ષનું મૂળ છે. આ પ્રમાદને પોતાની ભૂલ જાણીને તેનો નાશ કરવો અનિવાર્ય છે, ત્યારે જ સમસ્ત સંઘર્ષોનો નાશ તેમજ શાંતિની સ્થાપના તથા પરસ્પર સ્નેહની એકતા સુરક્ષિત રહી શકે છે, એ નિર્વિવાદ સત્ય છે.

પ્રાકૃતિક નિયમાનુસાર નિર્દોષતા માનવની પોતાની માંગ છે. તેની જ પૂર્તિ માટે વર્તમાન જીવનનો ઉપયોગ છે. નિજ-દોષ-દર્શનનું સામર્થ્ય માનવ-માત્રને મળ્યું છે. જ્યારે વ્યક્તિને એ મળેલાં સામર્થ્યથી પોતાની વર્તમાન વસ્તુસ્થિતિમાં કોઈ દોષનાં દર્શન થાય છે, ત્યારે તે સ્વભાવથી જ ક્ષુબ્ધ તથા ભયભીત થઈ જાય છે. એ નિયમ છે કે ક્ષોભ ક્રોધને અને ક્રોધ વિસ્મૃતિને ઉત્પન્ન કરી દે છે અને પછી બિચારો પ્રાણી પોતાનાં દોષનાં ભયથી ભયભીત થઈને દોષ

જોવાવાળાં સામર્થ્યનો પ્રયોગ બીજાઓ પર કરવા લાગે છે. જ્યારે તે પોતાનાં દોષનો આરોપ બીજા ઉપર કરી લે છે, ત્યારે તેને પોતાનાંમાં પોતાનાં પ્રત્યે ગ્લાનિ ઓછી થઈ જાય છે, જેનાં થતાં જ પોતાનાં કોઈ ને કોઈ ગુણને જોઈને દોષ-જનિત દુઃખ તથા ભયને દબાવી દે છે. જો કે દબાયેલું દુઃખ તથા ભય મટવા માટે અનેક રૂપોમાં પ્રગટ થતું રહે છે. પણ ગુણોનો અભિમાની પ્રાણી વારંવાર પ્રગટ થયેલા ભય તથા દુઃખને દબાવતો જ રહે છે. આ અંતઃ સંઘર્ષમાં જીવન એમ જ નીકળી જાય છે. જ્યારે માનવ સજાગતાપૂર્વક પર-દોષ-દર્શનથી પોતાને વિમુખ કરી લે છે, ત્યારે જે સામર્થ્ય નિજ-દોષ જાણવા માટે મળ્યું હતું, તેનો ઉપયોગ પોતાનાં જ જીવન પર થવા લાગે છે. પછી સાધક બહુ જ સુગમતાપૂર્વક ગુણોનાં અભિમાનથી રહિત થઈને નિર્દોષ-તત્ત્વ સાથે અભિન્ન થઈ જાય છે. આ પ્રમાણે અંતઃ સંઘર્ષનો અંત કરવાથી તેનાં બાહ્ય જીવનમાં પણ સ્નેહની જ અભિવ્યક્તિ થાય છે, જેથી તેની પ્રત્યેક પ્રવૃત્તિ પારસ્પરિક એકતા સુરક્ષિત રાખવામાં સાધનરૂપ થઈ જાય છે. આથી પોતાનાં ગુણો તથા પારકા દોષો ન જોવા એ જ સંઘર્ષનો અંત કરવામાં મુખ્ય સાધન છે.







# અષ્ટમ પ્રકરણ

દોષયુક્ત જીવનનાં પ્રભાવથી પ્રત્યેક વ્યક્તિ સારી રીતે પરિચિત છે. જો એવું ન હોત, તો પોતાનાં પ્રત્યે થવાવાળી બુરાઈનું જ્ઞાન જ ન થાત. જેને એ પ્રતીતિ નથી કે મારી સાથે કોઈએ બુરાઈ કરી છે, તેનાં જીવનમાં ભેદનો જન્મ જ નથી થતો અને તેનાં થયા વિના ન તો કોઈની પાસે સુખની આશા થાય છે અને ન દુઃખનો ભય. સુખની આશાએ જીવનમાં પરાધીનતાને જન્મ આપ્યો અને પરાધીનતામાં આબદ્ધ પ્રાણીની દૃષ્ટિ બીજાઓનાં કર્તવ્ય ઉપર અટકી ગઈ. તેનું પરિણામ એ થયું કે પોતાનાં કર્તવ્યની વિસ્મૃતિ થઈ ગઈ. સમસ્ત વિકારો વિસ્મૃતિથી જ પોષિત થાય છે. આ દૃષ્ટિએ સજાગતા માનવ-જીવનની અમૂલ્ય નિધિ છે.

પોતાનાં સુખ-દુઃખનું કારણ બીજાઓને માનવા ભૂલ છે. આ ભૂલનાં આધારે પોતાનાં કર્તવ્યનો નિર્ણય કરવો સંભવ નથી. જે નીતિ કર્તવ્યનાં નિર્ણયમાં સમર્થ ન હોય, તેની માનવ-જીવનમાં કોઈ આવશ્યકતા જ નથી. નીતિ એ જ સાર્થક થાય છે, જે પોતાને કર્તવ્યનિષ્ઠ બનાવવામાં સમર્થ હોય. અનંતનાં વિધાનથી નિર્મિત નિજ-વિવેકની વિરુદ્ધ કોઈ પણ કાર્ય કરવું અનીતિ છે, નીતિ નહિ. વિવેક-વિરોધી કર્મે જ પરસ્પરમાં ભેદ, ભિન્નતા તથા સંઘર્ષને જન્મ આપ્યો છે.

આથી જે રૂઢિગત પ્રથા વિવેક-વિરોધી કર્મ માટે કોઈ પ્રલોભન તથા ભયથી પ્રેરિત કરે છે, તે સર્વથા ત્યાજ્ય છે, તેનું જ નામ અનીતિ છે. અનીતિનો ત્યાગ કર્યા વિના જીવનમાં નીતિનું અનુસરણ સંભવ નથી. આ જ કારણે પોતાનાં પ્રત્યે થવાવાળી બુરાઈ કોઈ અન્ય પ્રત્યે નથી કરવાની. હવે જો કોઈ એમ કહે કે શું પોતાનાં પ્રત્યે થવાવાળા અન્યાય તથા અત્યાચારનો વિરોધ નહિ કરવો જોઈએ ? જો અન્યાયી પોતાનાં કરતા સબળ છે, તો આપ તેનો વિરોધ બળપૂર્વક કરી જ

નથી શકતા. જો વિપક્ષી પોતાનાં કરતાં નિર્બળ છે, ત્યારે આપ પોતાની રક્ષા કરતાં રહીને તેનાં પ્રત્યે ન્યાય તથા પ્રેમ-યુક્ત વ્યવહાર કરી જ શકો છો. આથી એ પ્રશ્ન જ નથી થતો કે અન્યાયનો ઉત્તર ન્યાય તથા પ્રેમથી નથી આપી શકાતો.

અન્યાયનો અંત ન્યાય તથા પ્રેમથી જ થઈ શકે છે. અન્યાયની પ્રતિક્રિયા જો અન્યાયપૂર્વક કરવામાં આવે, તો અન્યાયનું જ આદાન-પ્રદાન થતું રહે છે, જે સ્થાયી સંઘર્ષ તથા ભેદનું પોષણ કરે છે. આ કારણે અન્યાયનો ઉત્તર અન્યાયથી નથી આપવાનો. પરંતુ આનો અર્થ એ નથી કે જો પોતાનાં પ્રત્યે અન્યાય કરવાવાળામાં પોતાનાં કરતા બાહ્ય બળ અધિક છે, એ કારણે તેનાં મનની વાત પૂરી કરવા માટે પોતાનાં મનને દબાવી દેવું, અથવા બદલી નાખવું. અન્યાયકર્તા કેટલોય સબળ હોય, તેનાથી ભયભીત નથી થવાનું, તેનાં પ્રસ્તાવને સ્વીકાર નથી કરવાનો. ત્યાં સુધી કે પ્રસન્નતા અને ધીરજપૂર્વક પોતાનાં પ્રાણોની પણ આહુતિ આપીને અન્યાયની અસ્વીકૃતિનો પરિચય આપવાનો છે. આ દૃષ્ટિએ અન્યાયનો વિરોધ તો કરવાનો છે; પરંતુ કોઈનાં પ્રત્યે અન્યાય નથી કરવાનો. પોતાની રક્ષાની ભાવનામાં કોઈનાં વિનાશનો ભાવ નથી રાખવાનો. પોતાની રક્ષા કરવા માટે સદૈવ સજાગ રહેવાનું છે અને બાહ્ય બળનો પોતાનાં અંતર્જીવનમાં ભય નથી રાખવાનો, પરંતુ ત્યાગ તથા પ્રેમ દ્વારા પોતાને સુરક્ષિત રાખવાનાં છે. ત્યાગ તથા પ્રેમ સમાન બીજું કોઈ બળ નથી. ત્યાગ દેહાભિમાનનો નાશ કરવામાં અને પ્રેમ અનંત સાથે અભિન્ન કરવામાં સમર્થ છે. દેહાભિમાન ગળી જવાથી મોટામાં મોટો શક્તિશાળી બળનાં પ્રયોગ દ્વારા તેનાં પર શાસન નથી કરી શકતો. આ દૃષ્ટિએ ત્યાગપૂર્વક પોતાને અન્યાયીનાં શાસનથી મુક્ત કરવાના છે અને પ્રીતિપૂર્વક તેનાં અન્યાયનો નાશ કરવાનો છે.

સર્વાંશમાં કોઈ પણ વ્યક્તિ અન્યાયી નથી હોતો અને બધા માટે કોઈ અન્યાયી નથી હોતો અને સર્વદા કોઈ અન્યાય નથી કરતો. સૌને કોઈ ને કોઈ અંશમાં ન્યાય તથા પ્રેમને અપનાવવા જ પડે છે. સર્વાંશમાં જીવન ન્યાય તથા પ્રેમયુક્ત થઈ જાય, એ જ વાસ્તવિક અનુપમ નીતિ છે.

માનવ પોતાનાં પ્રત્યે બીજાઓ પાસે જે ભલાઈની આશા કરે છે, એ જ



ભલાઈ તેને વિના કોઈ પ્રલોભને તથા ભયે બીજાઓ પ્રત્યે કરવાની છે. આનાથી સુંદર કોઈ પણ કર્તવ્ય-વિજ્ઞાન નથી હોઈ શકતું. કર્તવ્ય-વિજ્ઞાન પોતાને સ્વાધીન તથા સમાજને સુંદર બનાવવાનો મૂળ મંત્ર છે. કર્તવ્ય-વિજ્ઞાનની દૃષ્ટિએ બીજાઓ પ્રત્યે કરેલું કેટલાય ગણું અધિક પોતાનાં પ્રત્યે સ્વતઃ થઈ જાય છે, આ પ્રાકૃતિક વિધાનથી સિદ્ધ છે. આ રહસ્યને સારી રીતે જાણી લેવાથી કોઈનાં પ્રત્યે કોઈ પણ પરિસ્થિતિમાં બુરાઈ કરવાનું કોઈ સ્થાન જ નથી રહેતું.

બુરાઈની પ્રતિક્રિયાથી વ્યથિત થઈને માનવ-સમાજે બળપૂર્વક બુરાઈને રોકવા માટે ભિન્ન-ભિન્ન પ્રકારનાં રાષ્ટ્રોની કલ્પના કરી અને રાષ્ટ્ર દ્વારા આંશિક બુરાઈનું દમન પણ થયું. રાષ્ટ્રનાં બળથી નિર્બળ અને સબળ એક સ્થાનમાં રહેવા લાગ્યા; પરંતુ વ્યક્તિનાં જીવનમાંથી બુરાઈનો સર્વાંશમાં નાશ ન થયો, એ સૌને વિદિત છે. આ અનુભૂતિનાં આધારે વિચાર કરવાથી એ સ્પષ્ટ થઈ જાય છે કે બુરાઈની ઉત્પત્તિ જેનાંમાં થાય છે, તેણે જ બુરાઈનો નાશ કરવાનો છે. આ પ્રથાને સજીવ બનાવવા માટે માનવ-સમાજમાં અનેક મત, સંપ્રદાય વગેરેનો પ્રાદુર્ભાવ થયો. પરંતુ યોગ્યતા, રુચિ, સામર્થ્યનો ભેદ હોવાથી કોઈ પણ મત, સંપ્રદાય વગેરે માનવમાત્ર માટે સર્વાંશમાં ઉપયોગી સિદ્ધ ન થયો. એક-એક મતને માનવાવાળા કરોડો વ્યક્તિઓ થયા. તેમણે મતનાં બાહ્ય રૂપને કાર્યાન્વિત પણ કર્યું, પરંતુ સર્વાંશમાં દોષોનો અંત માનવ-સમાજમાંથી ન થયો. આનું કારણ એકમાત્ર એ જ વિદિત થાય છે કે જ્યાં સુધી માનવ પોતાનાં જાણેલાં દોષનો ત્યાગ કરીને નિર્દોષતાની સ્થાપના નહિ કરે, ત્યાં સુધી રાષ્ટ્ર, મત તથા સંપ્રદાય માનવ-સમાજને સર્વાંશમાં નિર્દોષ નહિ બનાવી શકે.

આનો અર્થ એ નથી કે રાષ્ટ્ર તથા મત, સંપ્રદાયે જે પ્રકાશ આપ્યો તે ઠીક નથી. પરંતુ માનવે પોતાનાં જીવનથી રાષ્ટ્ર અર્થાત્ ન્યાય અને મત, સંપ્રદાય અર્થાત્ પ્રેમને પ્રગટ નથી કર્યા, તેને બીજાઓની વાત માનીને અપનાવ્યા. તેનું પરિણામ એ આવ્યું કે રાષ્ટ્ર આપણું તો છે, પણ તેનું વિધાન નહિ માને; પોતાનાં મત, સંપ્રદાયનો વિરોધ પોતાનાં જ જીવનથી કરશે. અથવા એમ કહો કે રાષ્ટ્ર તથા મત-સંપ્રદાય પોતાનાં જીવનથી અલગની વસ્તુ બની ગઈ. એ નિયમ છે કે

જે જીવનમાં નથી, તે ન તો વિભુ થઈ શકે છે અને ન નિત્ય, અને ન તે ઉદ્દેશ્યની પૂર્તિમાં પણ સમર્થ થાય છે. આ દૃષ્ટિએ પ્રાપ્ત વિવેકનાં પ્રકાશમાં માનવ-માત્રે પોતાનાં પ્રત્યે ન્યાય કરવા માટે જીવનમાંથી જ રાષ્ટ્રનું નિર્માણ અને સૌની સાથે પ્રેમ કરવા માટે જીવનમાંથી જ પોતાનાં મત, સંપ્રદાયનો પ્રાદુર્ભાવ કરવો પડશે.

જે પોતાનાં પ્રત્યે ન્યાય કરે છે, તે કોઈ અન્યથી શાસિત નહિ થાય; કારણ, કે પોતાનાં પ્રત્યે ન્યાય પોતાને નિર્દોષ બનાવવામાં સમર્થ છે. નિર્દોષતા પર કોઈનું શાસન નથી રહેતું; કેમકે નિર્દોષતાની માંગ સૌને છે. જેની માંગ સૌને છે, તેને આધીન સૌએ થવું પડે છે. તેનાં પર કોઈ શાસન નથી કરતું. આથી નિર્દોષતાને આધીન સમસ્ત વિશ્વ રહે છે.

અનેકતામાં એકતાનાં, ભેદમાં અભેદનાં, ભિન્નતામાં અભિન્નતાનાં દર્શન કરવા માટે તેમજ નિત-નવ રસનાં આદાન-પ્રદાન માટે પ્રેમની માંગ માનવ-માત્રને છે. જે પ્રમાણે રાષ્ટ્રનું પ્રતીક ન્યાય છે, એ જ પ્રમાણે મત, સંપ્રદાયનું પ્રતીક પ્રેમ છે. કોઈ પદ્ધતિનું રાષ્ટ્ર હોય, તેની પાસે ન્યાયની જ અને કોઈ પણ સંપ્રદાય હોય, તેની પાસે પ્રેમની જ આશા કરવામાં આવે છે. સારાંશ એ છે કે ન્યાય અને પ્રેમયુક્ત જીવનની માંગ સૌને છે. ન્યાય એ જ સાર્થક સિદ્ધ થાય છે, જે પોતાનાં પ્રત્યે કરવામાં આવે અને પ્રેમ એ જ સજીવ થાય છે, જે વિભુ હોય. જે કોઈ સીમામાં આબદ્ધ છે તે પ્રેમ નથી અને જે અન્ય પ્રત્યે કરવામાં આવે છે તે ન્યાય નથી. સર્વાંશમાં અન્યાયનો અંત થતાં જ ન્યાય સ્વતઃ પ્રેમમાં વિલીન થઈ જાય છે અને વસ્તુ, અવસ્થા તેમજ પરિસ્થિતિઓની સીમાને પાર કરીને જે પ્રેમ વિભુ થઈ જાય છે, એ જ વાસ્તવિક ઉદ્દેશ્યની પૂર્તિમાં સમર્થ થાય છે. અથવા એમ કહો કે પ્રેમનાં સંપાદનમાં જ જીવનની પૂર્ણતા નિહિત છે. પ્રેમની માંગ સૌને છે. પ્રેમથી કોઈની તૃપ્તિ નથી થતી, કેટલોય હોય, ઓછો જ પ્રતીત થાય છે. આ દૃષ્ટિએ પ્રેમ પણ અનંત જ છે. આથી પ્રેમની પ્રાપ્તિમાં જ જીવનની સાર્થકતા નિહિત છે.

નિર્દોષ જીવનમાં જ પ્રેમની અભિવ્યક્તિ થાય છે. આ દૃષ્ટિએ ન્યાય પ્રેમનું જ સહયોગી સાધન છે. પરંતુ ન્યાયનો ઉપયોગ માનવ પોતાનાં જ પ્રત્યે



કરવામાં સર્વાંશમાં સફળ થાય છે. ન્યાયયુક્ત જીવનથી પોતાનાં પ્રત્યે ન્યાય કરવાની ભાવના સ્વતઃ સમાજમાં ફેલાય છે. જેમ-જેમ પોતાનાં પ્રત્યે ન્યાય-પ્રિયતા સબળ તથા સ્થાયી થતી જાય છે, તેમ-તેમ બાહ્ય શાસનથી મુક્તિ થતી જાય છે. આ દૃષ્ટિએ પ્રત્યેક માનવે પોતાનાં પ્રત્યે ન્યાય કરવો અનિવાર્ય છે. જે પ્રમાણે ઔષધિ રોગને ખાઈને સ્વયં નષ્ટ થઈ જાય છે, એ જ પ્રમાણે ન્યાય અન્યાયને ખાઈને સ્વતઃ પ્રેમમાં વિલીન થઈ જાય છે. માનવ થઈને કોઈ અન્ય દ્વારા શાસિત રહેવું માનવ-જીવનનો મોટો અનાદર છે. આ અનાદરનો અંત કરવા માટે ન્યાય-પ્રિયતાને અપનાવી લેવી અનિવાર્ય છે.

કોઈ પણ પ્રણાલીનું રાષ્ટ્ર કેમ ન હોય, જ્યાં સુધી માનવ-સમાજ પોતાનાં માટે ન્યાય-પ્રિયતાને નહિ અપનાવે, ત્યાં સુધી નિર્દોષતાની અભિવ્યક્તિ નહિ થાય અને તેનાં થયા વિના જીવન સર્વાત્મ-ભાવથી પરિપૂર્ણ નહિ થાય. સર્વાત્મ-ભાવ વિના વેર-ભાવનો નાશ સંભવ નથી અને તેનાં નષ્ટ થયા વિના અંતર્બાહ્ય સંઘર્ષો મટી નથી શકતાં. સંઘર્ષનો નાશ થયા વિના શાંતિ, સામર્થ્ય તથા સ્વાધીનતા સુરક્ષિત રહી નથી શકતી. સ્વાધીન જીવનમાં જ પ્રેમની અભિવ્યક્તિ થઈ શકે છે. જેને પોતાનાં માટે કોઈ પણ વસ્તુ, વ્યક્તિ વગેરેની અપેક્ષા છે, તેનો પ્રેમનાં સામ્રાજ્યમાં પ્રવેશ જ નથી થઈ શકતો. વસ્તુઓનાં સદુપયોગ અને વ્યક્તિઓની સેવા દ્વારા જ્યારે માનવ પોતાને વસ્તુ-વ્યક્તિની દાસતાથી મુક્ત કરી લે છે, ત્યારે જ નિર્દોષતા પ્રાપ્ત કરી પ્રેમનાં સામ્રાજ્યમાં પ્રવેશ કરવાનો અધિકારી થાય છે.

પોતાનાં દ્વારા પોતાની કરેલી ભૂલ મટાડવા માટે પોતાને જે દંડિત કરે છે, તેનું જ નામ ન્યાય છે. ન્યાયયુક્ત જીવન બનાવવા માટે પોતાનાં પર પોતાનાં બળનો ઉપયોગ કરવો પડે છે. તેનું જ નામ તપ છે. તપથી અસમર્થતા નષ્ટ થાય છે, જેનાં નષ્ટ થતાં જ અકર્તવ્યની ઉત્પત્તિ નથી થતી અને કર્તવ્ય-પરાયણતા સ્વભાવથી જ આવી જાય છે, જેનાં આવતાં જ સમસ્ત દોષો આપોઆપ ગળી જાય છે અને નિર્દોષતા સાથે અભિન્નતા થઈ જાય છે. આ જ ન્યાયની પૂર્ણતા છે.

નિર્દોષતા સાથે અભિન્ન થવાથી જો પ્રેમની માંગ, અર્થાત્ તેની ભૂખ ન

જાગી, તો નિર્દોષતામાં સજીવતા નહિ રહે, અર્થાત્ શૂન્યતા આવી જશે. આ કારણે નિર્દોષતાની સાર્થકતા પ્રેમની પ્રાપ્તિમાં જ છે. ન્યાય નિર્દોષતા પ્રદાન કરી શકે છે; પરંતુ સૌનાં પ્રત્યે અભેદતા કરવામાં સમર્થ નથી થતો. ભેદ અને ભિન્નતાનો નાશ પ્રેમ દ્વારા જ સંભવ છે. આ જ કારણે પ્રત્યેક સંપ્રદાયનો ઉદ્દેશ્ય પ્રેમ જ છે. વ્યક્તિ જેની સત્તા સ્વીકાર કરે છે, તેને તેનો જ પ્રેમ પ્રાપ્ત કરવાનો છે અને તેને જ કામ આવવાનું છે. પોતાનાં અધિકારનાં ત્યાગનો પાઠ પ્રેમ ભણાવે છે અને બીજાઓનાં અધિકાર આપવાની વાત ન્યાય શિખવે છે. બીજાઓનાં અધિકાર આપી દેવાથી જ પોતાનાં અધિકારનાં ત્યાગનું સામર્થ્ય આવે છે. અધિકાર આપ્યા વિના પોતાનાં અધિકારને માગવો ન્યાય નથી અને અધિકાર આપ્યા પછી અધિકાર માગવો પ્રેમ નથી. પ્રેમી એ જ થઈ શકે છે, જેનાંમાં અધિકારની ગંધ પણ નથી, આ જ કારણે પ્રેમ વિભુ થઈ જાય છે. અધિકાર-લાલસા રહેતાં પ્રેમની અભિવ્યક્તિ જ નથી થતી. બધા સંપ્રદાયોમાં કોઈ ને કોઈ ઢંગથી અધિકાર-ત્યાગની જ વાત બતાવવામાં આવી છે. તેનાં સર્વાંશમાં સત્ય, અહિંસા વગેરેનો પ્રાદુર્ભાવ પણ નથી થઈ શકતો. તેનાં થયા વિના વાસ્તવિક એકતા થઈ જ નથી શકતી અને ન સંઘર્ષ પણ નષ્ટ થઈ શકે છે. આ દૃષ્ટિએ સમસ્ત મત અને સંપ્રદાયોની અંતિમ પરિણતિ પ્રેમમાં જ થાય છે. સમસ્ત પ્રયાસ સત્ય અને અહિંસાનાં સંપાદનમાં અને સત્ય-અહિંસાનો ઉપયોગ પ્રેમની પ્રાપ્તિમાં જ નિહિત છે. આ દૃષ્ટિએ સમસ્ત મત, સંપ્રદાયોની પરાવધિ પ્રેમમાં છે. ન્યાય દોષોને અને પ્રેમ ભેદને ખાઈને નિર્દોષતા તથા અભેદતા પ્રદાન કરી કૃતકૃત્ય કરવામાં સમર્થ હોય છે. બસ, આ જ જીવનની સફળતા છે.







# નવમ પ્રકરણ

અનંતની અહૈતુકી કૃપાથી માનવ-જીવનનું નિર્માણ થયું છે; કેમકે વિવેકયુક્ત જીવન જ માનવ-જીવન છે. આ જીવનમાં પોતાનાં માટે કાંઈ પણ કરવાની વાત નથી, આ એનો મહિમા છે. પણ જ્યારે વ્યક્તિ જીવનનાં મહત્ત્વને ભૂલી જાય છે, ત્યારે પરાધીનતા, જડતા અને અભાવ વગેરેમાં આબદ્ધ થઈને સ્વાધીન હોવા છતાં પણ અનેક પ્રકારની વિવશતાઓમાં પોતાને જકડી લે છે અને પછી વસ્તુ, વ્યક્તિ, અવસ્થા વગેરેની કામનાઓમાં પોતાને બાંધી લે છે. જે જીવન જગત અને જગતનાં પ્રકાશક માટે ઉપયોગી હતું, એ જીવન પોતાનાં માટે અન્યનો આશ્રય શોધે છે; પરંતુ તેને કોઈની પાસેથી પણ કાંઈ મળતું નથી. વ્યક્તિ જે કામનાઓમાં જીવન-બુદ્ધિ કરે છે, તે બધી કામનાઓ પૂરી નથી થતી અને જે કામનાઓ પૂરી થાય છે, તેનું સુખ નવીન કામનાઓને જન્મ આપે છે. વસ્તુસ્થિતિ જેમ-ની-તેમ રહે છે. આવી ભયંકર પરિસ્થિતિમાં જ્યારે માનવ નિજ-વિવેકનાં પ્રકાશમાં પોતાનાં તરફ જુએ છે, ત્યારે તેને કોઈ પણ વસ્તુ એવી નથી પ્રતીત થતી, જે તેને કામ આવી જાય. ત્યારે તે મળેલી વસ્તુઓને વિશ્વની ધરોહર જાણીને વિશ્વની સેવામાં વ્યય કરી દે છે અને તેનાં બદલામાં કોઈ પ્રકારની આશા નથી કરતો. ત્યારે તેની પરાધીનતા આપોઆપ નષ્ટ થઈ જાય છે, જેનાં થતાં જ તે પોતાનાં જીવનને પોતાનાં માટે ઉપયોગી પામે છે. પરંતુ આ રહસ્ય એ જ માનવ જાણી શકે છે, જેઓ પોતાનાં જ્ઞાનથી પોતાની તરફ જુએ છે.

જ્ઞાન કોઈ કર્મનું ફળ નથી; કારણ, કે જ્ઞાન વિના કર્માનુષ્ઠાન સિદ્ધ નથી થતું. જે કર્મની સિદ્ધિમાં હેતુ છે, તે કર્મનું કાર્ય નથી હોઈ શકતું. એટલું જ નહિ, જે સામગ્રીથી કર્મ સંપન્ન થાય છે, તે સામગ્રી પણ કર્માનુષ્ઠાનની પૂર્વે જ પ્રાપ્ત થાય છે. જ્ઞાન તથા કર્મ-સામગ્રી જેની દેણ છે, તે દાતાને કોઈ ભલેને ન જાણે, પણ એ તો સૌને માન્ય છે કે જે કાંઈ મળ્યું છે, તે વ્યક્તિગત નથી.

બાહ્ય દૃષ્ટિએ પણ એ નિર્વિવાદ સિદ્ધ છે કે જે આહારથી શરીરનું નિર્માણ થાય છે, તે આહાર વિશ્વની એ શક્તિઓ પાસેથી મળે છે, જે વ્યક્તિગત નથી. આનાથી એ તો સ્પષ્ટ જ છે કે શરીર અને વિશ્વમાં સ્વરૂપની એકતા છે. વિભિન્ન રચનાને કારણે ગુણોની ભલેને ભિન્નતા હોય; પરંતુ વિશ્વથી કોઈ પણ વસ્તુનું વિભાજન નથી થઈ શકતું. કોઈ વસ્તુ એવી નથી, જે વિશ્વનાં સામ્રાજ્યથી અલગ કરી શકાય. આ દૃષ્ટિએ ઉત્પન્ન થયેલી પ્રત્યેક વસ્તુ વિશ્વની જ સંપત્તિ છે. વ્યક્તિ પ્રમાદવશ વિશ્વથી ઉત્પન્ન થયેલી વસ્તુને પોતાની માને છે, પણ વિશ્વને પોતાનું નથી માનતો. આ વિવેક-વિરોધી માન્યતાએ એકતામાં અનેકતાને જન્મ આપ્યો છે. તેનું પરિણામ એ આવ્યું છે કે સમષ્ટિ-સૃષ્ટિની અંતર્ગત એક વ્યક્તિગત સૃષ્ટિ પ્રતીત થવા લાગી છે. એ પ્રતીતિને સત્ય માની લેવાથી બે વ્યક્તિઓ, વર્ગો તેમજ દેશોમાં સંઘર્ષ ઉત્પન્ન થઈ ગયો છે. તેનો અંત કરવો માનવ-માત્ર માટે અત્યંત આવશ્યક છે. પરંતુ વસ્તુ-વિશેષની તો કોણ કહે, સમસ્ત વિશ્વ મળીને પણ માનવની વાસ્તવિક માંગને પૂરી કરવામાં સમર્થ નથી. વિશ્વ જેનાં પ્રકાશથી પ્રકાશિત છે, તેમની જિજ્ઞાસા અને વિશ્વથી ઉત્પન્ન થયેલા પદાર્થોની કામના કોનામાં છે ? એની શોધ કરવી અનિવાર્ય છે.

જેની મમતા કોઈ વસ્તુમાં નથી અને જેણે કોઈ વ્યક્તિત્વમાં પોતાને આબદ્ધ નથી કર્યો, તેને વિશ્વનાં સામ્રાજ્યની કોઈ પણ વસ્તુ તથા વ્યક્તિની કામના નથી. હવે જો કોઈ એમ કહે કે કોઈ પણ વસ્તુની મમતા શું વિવેક-સિદ્ધ છે ? કદાપિ નહિ. કેમકે પ્રત્યેક વસ્તુ સમસ્ત વિશ્વ સાથે એક છે. વિશ્વની મમતાની પૂર્વે વસ્તુની મમતા પ્રમાદ છે, બીજું કાંઈ નહિ. જો સમસ્ત વિશ્વ પોતાનું છે, તો પણ કામના ઉત્પન્ન નથી થઈ શકતી; કેમકે પ્રાપ્તની કામના નથી થતી. જો કોઈ પણ વસ્તુ પોતાની નથી, તો પણ કામના નથી થઈ શકતી. આથી એ સ્પષ્ટ વિદિત થાય છે કે કામનાઓની ઉત્પત્તિ અવિવેક-સિદ્ધ છે. નિજ-વિવેકનો આદર કરતાં જ વસ્તુ, વ્યક્તિ વગેરેની કામનાઓ નષ્ટ થઈ જાય છે, જેનાં નષ્ટ થતાં જ મળેલી વસ્તુ, અવસ્થા, પરિસ્થિતિ તથા સમસ્ત વિશ્વ સાથે અસંગતા પ્રાપ્ત થાય છે. એ અસંગતામાં ક્યુ જીવન છે ? તેનો અનુભવ અસંગ



થયા પહેલાં સંભવ નથી. પરંતુ અસંગ થવું માનવ-માત્ર માટે સંભવ છે. માનવની આ સ્વાધીનતા પ્રાકૃતિક નિયમાનુસાર સુરક્ષિત છે. પ્રાપ્ત સ્વાધીનતાનો સદુપયોગ ન કરવામાં જ પરાધીનતા નિહિત છે. સ્વાધીનતાનો સદુપયોગ ન કરવાથી અને પરાધીનતામાં જ જીવન-બુદ્ધિ સ્વીકાર કરી લેવાથી વ્યક્તિત્વનો મોહ ઉત્પન્ન થયો છે. આ દૃષ્ટિએ પરાધીનતા માટે માનવ-જીવન નથી. માનવ-જીવનમાં જે કાંઈ પરાધીનતા છે, તે પોતાની જ ભૂલ છે. ભૂલ જાણેલાંની થાય છે. જેને નથી જાણતાં, તેની ભૂલ નથી થતી. આ દૃષ્ટિએ પોતાનાં જાણેલાંનો પ્રભાવ પોતાનાં પર ન થવાથી જ વિશ્વની વસ્તુઓમાં મમતા અને વ્યક્તિત્વનો મોહ ઉત્પન્ન થયો છે.

પ્રાકૃતિક નિયમ અનુસાર વસ્તુઓની મમતા તથા વ્યક્તિત્વનો મોહ ઉત્પન્ન થવા છતાં પણ જિજ્ઞાસાની ભૂખ સુરક્ષિત છે. કામના-પૂર્તિનાં પ્રલોભનથી જિજ્ઞાસામાં શિથિલતા ભલેને આવી જાય; પરંતુ તેનો નાશ નથી થતો. વર્તમાન વસ્તુસ્થિતિમાં જેમ-જેમ સંદેહ વધતો જાય છે, તેમ-તેમ જિજ્ઞાસા સબળ તથા સ્થાયી થતી જાય છે. જે કાળમાં માનવ વાસ્તવિકતા જાણ્યા વિના કોઈ પ્રકારે પણ ચેનથી નથી રહેતો, એ જ કાળમાં સમસ્ત કામનાઓની નિવૃત્તિ અને જિજ્ઞાસાની પૂર્તિ થઈ જાય છે. આ અનંતનું મંગલમય વિધાન છે.

જિજ્ઞાસાનું પ્રાગટ્ય અલ્પજ્ઞાનમાં થાય છે. જિજ્ઞાસા તેનાં જ સંબંધમાં થાય છે, જેનાં સંબંધમાં કાંઈ ને કાંઈ જાણકારી છે. અલ્પજ્ઞાનને જ અજ્ઞાન કહી શકીએ છીએ. તેનાથી ભિન્ન અજ્ઞાન જેવી કોઈ વસ્તુ નથી. જો કોઈ જ્ઞાનનાં અભાવને અજ્ઞાન માને છે, તો તેની એ માન્યતા યુક્તિ-યુક્ત નથી; કારણ, કે અજ્ઞાનને વ્યક્તિ સ્વયં સ્વીકાર કરે છે. સ્વીકૃતિ તેની નથી થતી, જેનાં સંબંધમાં કાંઈ પણ જાણકારી નથી. આથી એ સ્પષ્ટ થઈ જાય છે કે જ્ઞાનનો અભાવ અજ્ઞાન નથી, પરંતુ અલ્પજ્ઞાન જ અજ્ઞાન છે.

અલ્પજ્ઞાનનું પ્રકાશન સ્વતઃ સિદ્ધ નથી થઈ શકતું; કોઈ વિશેષ જ્ઞાનથી જ થઈ શકે છે. જે જ્ઞાનથી અલ્પજ્ઞાનનું પ્રકાશન થાય છે, તે જ્ઞાન સ્વયં-પ્રકાશ છે. સ્વયં-પ્રકાશથી જ પોતાનું અને પોતાનાથી ભિન્નનું પ્રકાશન થાય છે. એ

સ્વયં-પ્રકાશથી જ માનવને વિવેકરૂપી પ્રકાશ મળ્યો છે.

જ્યારે માનવ મળેલાં વિવેકનાં પ્રકાશમાં ઇન્દ્રિય તથા બુદ્ધિ-દૃષ્ટિથી વિશ્વનાં સામ્રાજ્યને જુએ છે, ત્યારે તેનાંમાં અનેક પ્રકારનાં સંદેહો ઉત્પન્ન થાય છે. સંદેહની વેદના બીજરૂપે વિદ્યમાન જિજ્ઞાસાને પુષ્ટ કરે છે. જિજ્ઞાસા અલ્પજ્ઞાનનાં આધાર પર આધારિત કામનાઓને ખાઈ લે છે. કામનાઓનાં નષ્ટ થતાં જ ઇન્દ્રિય-દૃષ્ટિ બુદ્ધિ-દૃષ્ટિમાં વિલીન થઈ જાય છે અને બુદ્ધિ-દૃષ્ટિ વિશ્વથી વિમુખ થઈને નિજ-વિવેકનાં પ્રકાશમાં વિલીન થઈ જાય છે. વિવેકનો પ્રકાશ વસ્તુઓની મમતા અને વ્યક્તિત્વનાં મોહથી ઉત્પન્ન થયેલા અંધકારને નષ્ટ કરી દે છે, જેનાં નષ્ટ થતાં જ પરાધીનતા, જડતા તથા અભાવનો અભાવ થઈ જાય છે અને પછી માનવ-જીવન વિશ્વ તથા વિશ્વનાં પ્રકાશક માટે ઉપયોગી સિદ્ધ થાય છે. આ પવિત્રતમ ઉદ્દેશ્યની પૂર્તિ માનવમાત્ર પ્રાપ્ત પરિસ્થિતિઓમાં કરી શકે છે.

જો કે માનવ-જીવનનો આરંભ પરાધીનતાથી થાય છે, પરંતુ તેની પૂર્ણતા સ્વાધીનતામાં નિહિત છે. બાળકનો જન્મ થતાં જ તેને અલ્પજ્ઞાનનાં આધારે એ જ પ્રતીત થાય છે કે જે કાંઈ પ્રતીત થાય છે, તે મારે કામ આવશે. બાળકનાં શરીરનો જેમ-જેમ વિકાસ થતો જાય છે, તેમ-તેમ બાળક પોતાનાં શિક્ષણ તેમજ પોષણ માટે બીજાઓની આવશ્યકતા અનુભવ કરે છે. એટલું જ નહિ, શરીર યુવક તથા યુવતીનાં રૂપમાં પરિણત થવા છતાં પણ વિકસિત શરીર અને સંપાદિત શિક્ષાનાં ઉપયોગ માટે અનુકૂળ કાર્ય તથા પરિસ્થિતિની આવશ્યકતા અનુભવ કરે છે. આથી એ સ્પષ્ટ જ થઈ જાય છે કે જ્યાં સુધી પ્રાણીની રુચિ પોતાને જ્ઞાન, વિજ્ઞાન તથ કળાઓ દ્વારા સુંદર બનાવીને સુખ-ભોગનાં આદાન-પ્રદાનની છે, ત્યાં સુધી પરાધીનતા જ પરાધીનતા રહે છે. પ્રાકૃતિક વિધાન અનુસાર જ્યારે તેને પરાધીનતામાં અભાવ તથા બંધન તેમજ જડતાનો જ અનુભવ થાય છે, ત્યારે સ્વાધીનતાની લાલસા જાગ્રત થાય છે. સ્વાધીનતા કોઈ પરિસ્થિતિ દ્વારા સંભવ નથી અને ન કોઈ વસ્તુ, વ્યક્તિ, અવસ્થાનાં આશ્રયથી મળી શકે છે. આ અનુભૂતિનાં આધારે માનવ વસ્તુ,



વ્યક્તિ, અવસ્થા વગેરેથી અતીતનાં જીવનની શોધ કરે છે, આ જ વાસ્તવિક જિજ્ઞાસા છે. એ જિજ્ઞાસાને કામના-પૂર્તિ-અપૂર્તિનાં સુખ-દુઃખથી દબાવવી અથવા તેને શિથિલ બનાવી દેવી ભૂલ છે. આ ભૂલનું જ્ઞાન જે જ્ઞાનથી થાય છે, એ જ્ઞાનમાં ભૂલ મટાડવાનું જ્ઞાન પણ વિદ્યમાન છે. તે જ્ઞાન અનંત તરફથી માનવને સ્વયં મળ્યું છે. એ જ્ઞાનનાં પ્રકાશમાં જ માનવે કર્તવ્યનો નિર્ણય કરવાનો છે. કર્તવ્યનો સંબંધ પ્રાપ્ત પરિસ્થિતિ સાથે છે. કોઈ અપ્રાપ્ત પરિસ્થિતિનાં આધારે કોઈ પણ કર્તવ્યનો નિર્ણય નથી કરી શકાતો. પ્રત્યેક પરિસ્થિતિમાં કર્તવ્યનું પાલન થઈ શકે છે. કર્તવ્યથી ચ્યુત થવા માટે માનવ-જીવનમાં કોઈ સ્થાન જ નથી. કોઈ પણ માનવે સામર્થ્ય તથા વિવેક-વિરોધી કાર્ય નથી કરવાનું. પણ જે કાર્યમાં સામર્થ્ય તથા વિવેકનો વિરોધ ન હોય, તેને કરવું અનિવાર્ય છે. મળેલાં સામર્થ્યનો સદુપયોગ વિવેકરૂપી વિધાનને આધીન કરવો એ જ કર્તવ્ય છે. કર્તવ્યનો સંબંધ વિશ્વ સાથે છે. પોતાનાં માટે કોઈ પણ માનવે કોઈ એવું કાર્ય નથી કરવાનું, જેનો સંબંધ ઉત્પત્તિ-વિનાશયુક્ત વસ્તુઓ સાથે હોય. પોતાનાં પ્રત્યે તો માનવે કેવળ એ જ કરવાનું છે કે વિશ્વની વસ્તુઓમાં જે તેણે મમતા કરી લીધી છે, તેનો અંત કરી નાખે, અર્થાત્ મમતા-રહિત થઈ જાય. મમતા નષ્ટ થતાં જ નિર્વિકારતા આપોઆપ આવી જાય છે, જેનાં આવતાં જ માનવ આપોઆપ એ જીવન સાથે અભિન્ન થઈ જાય છે, જે જીવનમાં પરાધીનતા, જડતા તથા અભાવ નથી. એ જ જીવનમાં તેનાં પ્રેમની અભિવ્યક્તિ થાય છે, જેની પાસેથી માનવને સર્વ કાંઈ મળ્યું છે. તેને કોઈ માને કે ન માને, તે દાતા તો સૌને સર્વદા પોતાનાં જ જાણે છે. સાચું તો એ છે કે જે આપણાં જાણવામાં આવે છે, તે આપણું નથી અને જેમને આપણે નથી જાણતાં, પણ તેઓ આપણને જાણે છે, તેઓ જ આપણાં છે, તેમનાંમાં આત્મીયતા અને જેને આપણે બુદ્ધિ તથા ઇન્દ્રિય-દૃષ્ટિથી જાણીએ છીએ, તેની મમતાનો ત્યાગ જ માનવને પોતાનાં માટે અભીષ્ટ છે.

મમતા-રહિત થતાં જ પ્રત્યેક કર્મ વિશ્વની સેવા થઈ જાય છે અને પોતાનાંમાં પોતાની આત્મીયતા સ્વતઃ પ્રગટ થાય છે. સેવા માનવ-જીવનને વિશ્વ માટે, મમતાનો ત્યાગ પોતાનાં માટે અને મમતા-રહિત આત્મીયતા અનંત

માટે ઉપયોગી સિદ્ધ કરે છે. સેવા સુંદર સમાજનાં નિર્માણમાં, ત્યાગ પોતાનાં કલ્યાણમાં તથા આત્મીયતાથી ઉત્પન્ન થયેલી પ્રિયતા અનંતને રસ પ્રદાન કરવામાં હેતુ છે. આ પ્રમાણે એ નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે કે માનવ-જીવનનો આરંભ પરાધીનતાથી થાય છે અને તેનાં વિકાસની પરાવધિ સ્વાધીનતામાં થાય છે. સ્વાધીન જીવનથી વિશ્વ અને વિશ્વનાં પ્રકાશકને રસ મળે છે. આ મંગલમય વિધાન છે. જેનાંથી આ વિધાનની અભિવ્યક્તિ થાય છે, એ જ અનંતની અહૈતુકી કૃપાથી માનવ-જીવન નિર્મિત છે. પણ આ રહસ્ય એ જ વિચારશીલ જાણે છે, જેમણે માનવ-જીવનનું સ્પષ્ટ દર્શન કર્યું છે.







## દશમ પ્રકરણ

વ્યક્તિગત જીવન તરફ જ્યારે માનવ પ્રાપ્ત વિવેકનાં પ્રકાશમાં બુદ્ધિ-દૃષ્ટિથી જુએ છે, ત્યારે તેને પોતાનાંમાં અસમર્થતાનો બોધ થાય છે. અસમર્થતાનું જ્ઞાન સામર્થ્યની આવશ્યકતા છે. અસમર્થતાએ જ અંતર્દ્વંદ્વ અને બહિર્દ્વંદ્વ ઉત્પન્ન કરી દીધા છે. જો અસમર્થતા ન હોત, તો વિવેક-વિરોધી કર્મમાં પ્રવૃત્તિ જ ન થાત અને ન વ્યર્થ-ચિંતન પણ થાત. વ્યક્તિએ જે કરવું જોઈએ, તે થઈ નથી શકતું અને જે નહિ કરવું જોઈએ, તેને તે વિવશ થઈને કરી બેસે છે. આ વિવશતા અસમર્થતા સિદ્ધ કરે છે. જે પ્રાપ્ત સામર્થ્યનો વ્યય વર્તમાન કર્તવ્ય-કર્મમાં કરવો જોઈએ, તેને ન કરીને વ્યક્તિ વિવેક-વિરોધી કાર્ય કરવા લાગે છે, જેને કરવાથી પોતાનાંમાં અપરાધી-ભાવ ઉત્પન્ન થઈ જાય છે. આ જ અંતર્દ્વંદ્વ છે. એટલું જ નહિ, જેમાં ચિત્ત સદાને માટે લાગી જવું જોઈએ, તેમાં લાગતું નથી અને જેનાથી હટી જવું જોઈએ, તેનાથી હટતું નથી. જો કે હટાવવા અને લગાવવાનો પ્રયાસ માનવ ન જાણે ક્યારથીય કરી રહ્યો છે; પરંતુ હજી સુધી આ સમસ્યા હલ નથી થઈ. આનું હલ ન થવાનું મુખ્ય કારણ એ છે કે વ્યક્તિ અસમર્થતાનો નાશ કર્યા વિના જ સમસ્યા હલ કરવાનો અસફળ પ્રયાસ કરે છે.

હવે એ પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે અસમર્થતાનો નાશ કરવા માટે શું કરવું અનિવાર્ય છે ? મળેલું સામર્થ્યનાં દુરુપયોગથી અસમર્થતા ઉત્પન્ન થાય છે. અસમર્થતા સામર્થ્યનો અભાવ નથી, પરંતુ સામર્થ્યની ન્યૂનતા છે. પ્રાકૃતિક નિયમાનુસાર અલ્પ સામર્થ્યનો સદુપયોગ કરવાથી આવશ્યક સામર્થ્યની અભિવ્યક્તિ સ્વતઃ થઈ જાય છે. આ દૃષ્ટિએ પ્રત્યેક માનવ અસમર્થતાનો અંત કરી આવશ્યક સામર્થ્યની ઉપલબ્ધિમાં સર્વદા સમર્થ છે.

જે વ્યક્તિને અલ્પ સામર્થ્યનો સદુપયોગ કરવો છે, તેણે ભૂતકાળની ઘટનાઓને આધારે પોતાને દોષી નહિ માનવો જોઈએ અને ન કોઈ અન્યને દોષી

સમજવો જોઈએ. પ્રાકૃતિક નિયમાનુસાર ભૂતકાળ સૌનો સદોષ અને વર્તમાન નિર્દોષ છે. ભૂતકાળની સદોષતાની વ્યથાથી વ્યથિત થઈને વર્તમાનની નિર્દોષતામાં આસ્થા સ્વીકાર કરવી અનિવાર્ય છે. નિર્દોષતામાં આસ્થા સ્વીકાર કરતાં જ નિર્દોષતા પ્રત્યે સ્વતઃ પ્રિયતા જાગ્રત થાય છે અને પછી તે દોષોનો જન્મ જ નથી થવા દેતી. નિર્દોષતાની પ્રિયતા જ નિર્દોષતાને સુરક્ષિત રાખવામાં સમર્થ છે.

જો કે નિર્દોષતાની પ્રિયતા બીજરૂપે માનવમાત્રમાં વિદ્યમાન છે, પરંતુ દોષ-જનિત સુખની દાસતાએ નિર્દોષતાની પ્રિયતાને વિકસિત નથી થવા દીધી. તેનું બહુ જ ભયંકર પરિણામ થયું છે કે માનવ મળેલાં સામર્થ્યનો સદુપયોગ ન કરીને તેનો દુરુપયોગ કરવા લાગ્યો છે, જેથી ઉત્તરોત્તર અસમર્થતા જ વધતી જાય છે. અસમર્થતાનો અંત કરવા માટે વર્તમાનની નિર્દોષતામાં અવિચળ શ્રદ્ધા, અને દોષ-જનિત સુખનાં પ્રલોભનનો ત્યાગ, અનિવાર્ય છે.

વર્તમાનની નિર્દોષતાનાં આધારે પોતાનાંમાંથી અપરાધી-ભાવનો નાશ બહુ જ સુગમતાપૂર્વક થઈ શકે છે. તેનાં થવાથી દોષોની ઉત્પત્તિ જ નથી થતી અને તેનાં થયા વિના પ્રાપ્ત સામર્થ્યનો સદુપયોગ સ્વતઃ થવા લાગે છે, જેનાં થતાં જ ઉત્તરોત્તર આવશ્યક સામર્થ્યની અભિવ્યક્તિ આપોઆપ થાય છે. આવશ્યક સામર્થ્યની અભિવ્યક્તિ થતાં જ વિવેક-વિરોધી કર્મો આપોઆપ મટી જાય છે, જેનાં મટતાં જ આવશ્યક કાર્યો આપોઆપ પૂરા થઈ જાય છે. એટલું જ નહિ, કાર્યનાં અંતમાં ચિત્ત સ્વભાવથી જ તેમાં લાગી જાય છે, જેમાં લાગવું જોઈએ અને તેનાથી આપોઆપ હટી જાય છે, જેનાથી હટવું જોઈએ. આ પ્રમાણે અંતર્દ્વંદ્વ આપોઆપ મટી જાય છે.

હવે જો કોઈ એમ કહે કે જે વ્યક્તિ સર્વ પ્રકારે અસમર્થ થઈ જાય, અર્થાત્ અલ્પ સામર્થ્યનો પણ સદ્વ્યય ન કરી શકે, તો તેનું અંતર્દ્વંદ્વ કેવી રીતે નષ્ટ થશે ? સર્વાંશમાં અસમર્થતા પ્રાણ રહેતાં સુધી નથી આવતી અને સર્વાંશમાં મળેલાં સામર્થ્યનો દુરુપયોગ કોઈ પણ વ્યક્તિ નથી કરી શકતો. આ દૃષ્ટિએ અલ્પ સામર્થ્યનાં સદુપયોગમાં માનવ અસમર્થ નથી. પોતાને અસમર્થ માની લેવો



પ્રમાદ છે. વાસ્તવિક અસમર્થતામાં તો અનંત સામર્થ્ય નિહિત છે. સીમિત સામર્થ્યનાં અભિમાનમાં આબદ્ધ થવાથી જ માનવ સર્વ-સમર્થથી વિમુખ થયો છે. જે વાસ્તવમાં કાંઈ નથી કરી શકતો, તેને કાંઈ ન કરવાથી જ સર્વ કાંઈ પ્રાપ્ત થાય છે, આ મંગલમય વિધાન છે. અસમર્થતામાં સહયોગ સ્વતઃ પ્રાપ્ત થાય છે. પ્રત્યેક માનવે એ જ કરવાનું છે, જેને તે કરી શકે છે. જે કાંઈ નથી કરી શકતો, તેનાં દ્વારા કોઈ બુરાઈ પણ નથી થઈ શકતી. બુરાઈની ઉત્પત્તિ ન થવાથી ભલાઈ આપોઆપ થવા લાગે છે, અર્થાત્ સમસ્ત દોષોનાં ત્યાગમાં નિર્દોષતા નિહિત છે. શું કોઈ માનવ એ પણ નથી કરી શકતો કે કરેલી ભૂલને પુનઃ ન દોહરાવે ? જે એવું કરવા માટે પણ ઈન્કાર કરે, તો સમજવું જોઈએ કે તે બુરાઈને 'બુરાઈ' જાણીને કરે છે. તેને પોતાનું ભલું અભીષ્ટ નથી. જેને પોતાનું બુરુ અભીષ્ટ નથી, તે કોઈની સાથે બુરાઈ નથી કરતો. જે કોઈની સાથે બુરાઈ નથી કરતો, તેનું ભલું આપોઆપ થઈ જાય છે. આ મંગલમય વિધાનને જે અપનાવી લે છે, તેનો વિકાસ અવશ્ય થાય છે. અંતર્દ્વંદ્વ મટાડવા માટે એ અનિવાર્ય છે કે પોતાનાં દુઃખનું કારણ કોઈ બીજાને ન સમજો અને કોઈની પાસે સુખની આશા ન કરો. એવું કરવાથી અંતર્દ્વંદ્વ આપોઆપ મટી જાય છે. સુખની આશાથી જ સમસ્ત દુઃખો ઉત્પન્ન થાય છે. પારકા દુઃખથી દુઃખી થવાથી જ સુખની આશા ગળે છે. પ્રાકૃતિક નિયમ અનુસાર પોતાનાં દુઃખથી દુઃખી તેને જ થવું પડે છે, જે પારકા દુઃખથી દુઃખી નથી થતો. બીજાઓનાં દુઃખથી દુઃખી થયા વિના કોઈનું પણ દુઃખ નથી મટતું, આ પ્રાકૃતિક વિધાન છે.

હવે જો કોઈ એમ કહે કે પારકા દુઃખથી દુઃખી થવું અનિવાર્ય શા માટે છે ? તો કહેવું પડશે કે પ્રાકૃતિક નિયમ અનુસાર શરીર વિશ્વ સાથે અને વ્યક્તિ સમાજ સાથે અભિન્ન છે. જે વ્યક્તિ સમાજનાં દુઃખથી દુઃખી નથી થતો, તેની સમાજ સાથે અભિન્નતા નથી થતી, જે ન થવાથી વ્યક્તિત્વનો મોહ દૃઢ થઈ જાય છે. વ્યક્તિત્વનો મોહ વ્યક્તિને નિરંતર દીનતા તથા અભિમાનની અગ્નિમાં બાળે છે. આ કારણે પારકા દુઃખથી દુઃખી થવાથી જ વ્યક્તિત્વનો મોહ ગળી શકે છે, જેનાં ગળવાથી જ દુઃખનો અંત થઈ શકે છે.

પારકા દુઃખનો અર્થ શું છે ? પોતાનાથી વધારે દુઃખીઓને જોઈને સુખ ભોગવવામાં જે અસમર્થ છે તથા જેને બીજાઓનું સુખ પ્રસન્નતાપૂર્વક સહન થાય છે, એ જ પારકા દુઃખથી દુઃખી થાય છે. પર-પીડાથી પીડિત પ્રાણી નિજ-પીડાથી સર્વદા મુક્ત છે. આ રહસ્યને સારી રીતે જાણી લેવાથી અંતર્દ્વંદ્વ આપોઆપ મટી જાય છે. અંતર્દ્વંદ્વ મટતાં જ અનાવશ્યક તથા અશુદ્ધ સંકલ્પો નષ્ટ થઈ જાય છે અને આવશ્યક તથા શુદ્ધ સંકલ્પો સ્વતઃ પૂરા થઈ જાય છે. સંકલ્પ-પૂર્તિનાં સુખનો ભોગ ન કરવાથી આપોઆપ નિર્વિકલ્પતાની અભિવ્યક્તિ થાય છે. નિર્વિકલ્પતામાં જ શાંતિ તથા સામર્થ્ય નિહિત છે. નિર્વિકલ્પતા માનવમાત્રને પ્રાપ્ત થઈ શકે છે. આથી સામર્થ્યનાં સંપાદનમાં માનવ સ્વાધીન છે.

હવે જો કોઈ એમ કહે કે સામર્થ્યનું સ્વરૂપ શું છે ? ઘણાં બધા સામાનનો સંગ્રહ કરવો અને ઘણી સંખ્યામાં જન-બળ સંપાદિત કરવું તથા જ્ઞાન, વિજ્ઞાન અને કળાઓથી વ્યક્તિગત જીવનને સુંદર બનાવવું તેમજ સમાજમાં ઉચ્ચ સ્થાન તથા પદ-વિશેષને પ્રાપ્ત કરી લેવું એક બહુ ભારે સામર્થ્ય છે — એવું માની લેવું સામર્થ્યનાં વાસ્તવિક સ્વરૂપને ન જાણવું છે. સામર્થ્યની અભિવ્યક્તિ જે વ્યક્તિ, વર્ગ, સમાજ તથા દેશમાં થાય છે, તે વ્યક્તિ, વર્ગ, સમાજ તથા દેશ કોઈ વ્યક્તિ, વર્ગ, સમાજ તથા દેશનાં અધિકારોનું અપહરણ નથી કરતો, અર્થાત્ તેનાં દ્વારા સંપાદિત વસ્તુ વગેરેનાં બળનો દુરુપયોગ નથી થતો.

આ દૃષ્ટિએ સામર્થ્યશાળી એ જ છે, જે બળનો દુરુપયોગ તથા વિવેકનો અનાદર નથી કરતો અને જેની પ્રસન્નતા કોઈ બીજા પર નિર્ભર નથી રહેતી તેમજ જે સૌનાં માટે ઉપયોગી તથા હિતકર સિદ્ધ થાય છે. જેનાંથી ક્યારેય કોઈનું અહિત નથી થતું, એ જ સામર્થ્યવાન છે. વાસ્તવિક સામર્થ્ય માનવને ઉત્તરોત્તર પરાધીનતાથી સ્વાધીનતા અને જડતાથી ચિન્મયતા તરફ અગ્રેસર કરે છે, એ નિર્વિવાદ સત્ય છે.

અંતર્દ્વંદ્વ મટાડવામાં માનવ બહિર્દ્વંદ્વ મટાડવાની અપેક્ષાએ પોતાને અધિક સ્વતંત્ર અનુભવ કરે છે; કારણ, કે બહિર્દ્વંદ્વ ત્યારે ઉત્પન્ન થાય છે, જ્યારે કુટુંબી, પાડોશી, વર્ગ, દેશ અને વિશ્વનાં લોકો પોત-પોતાનાં મનની વાત પૂરી કરાવે છે અને પરિસ્થિતિ પ્રતિકૂળ હોય છે. માનવ બીજાઓનાં મનની વાત પૂરી કરવામાં જેટલો સ્વાધીન છે, તેટલો પોતાનાં મનની વાત બીજાઓ દ્વારા પૂરી કરાવવામાં સ્વાધીન નથી. પ્રાકૃતિક વિધાનથી નિર્મિત પ્રાપ્ત પરિસ્થિતિનાં સદુપયોગમાં જેટલી સ્વાધીનતા છે, તેટલી તેનાં પરિવર્તનમાં નથી.



પરંતુ જ્યારે વ્યક્તિ આ વાત પર વિચાર નથી કરતો કે જે કાર્યમાં સ્વાધીનતા નથી, તેની આશા ન કરે અને જેમાં સ્વાધીન છે, તેને ઉદારતાપૂર્વક કરી નાખે; ત્યારે બિચારો બહિર્દ્વંદ્વમાં આબદ્ધ થઈ જાય છે. તેનું બહુ જ ભયંકર પરિણામ એ થાય છે કે તેને બીજાઓનાં કર્તવ્ય અને પોતાનાં અધિકારની સ્મૃતિ તથા બીજાઓનાં અધિકારો અને પોતાનાં કર્તવ્યની વિસ્મૃતિ થઈ જાય છે. તે બિચારો એટલો વિવશ થઈ જાય છે કે સદૈવ પોતાનાં દુઃખનું કારણ બીજાઓને જ માનતો રહે છે. એ વિચારી જ નથી શકતો કે મારા દ્વારા પણ બીજાઓને દુઃખ થાય છે. જે દુઃખનું કારણ આપણે બીજાઓને માનીશુ, તે દુઃખ ભલા, ક્યારેય મટી શકે ખરું ? કદાપિ નહિ. દુઃખીનું દુઃખ ત્યારે જ મટી શકે છે, જ્યારે તે પોતાનાં દુઃખનું કારણ કોઈ બીજાને ન માને. આથી બહિર્દ્વંદ્વ મટાડવા માટે એ અનિવાર્ય છે કે માનવ એ સ્વીકાર કરે કે મારા દુઃખનું કારણ કોઈ બીજો હોઈ જ નથી શકતો. આ સ્વીકૃતિ વિના બહિર્દ્વંદ્વ મટાડવાની યોગ્યતાનું સંપાદન નહિ થાય. જ્યારે માનવ પોતાનાં દુઃખનું કારણ કોઈ બીજાને નથી માનતો, ત્યારે તે ક્રોધ-રહિત થઈ જાય છે. ક્રોધ-રહિત થતાં જ તેને પોતાનાં કર્તવ્યની સ્મૃતિ આવે છે, જેનાં આવતાં જ તેનાં દ્વારા બીજાઓનાં અધિકારો સુરક્ષિત થવા લાગે છે. એ નિયમ છે કે જેનાંથી જેનાં અધિકારો સુરક્ષિત થાય છે, તે તેને આધીન થઈ જાય છે અથવા એમ કહો કે પરસ્પર એકતા થઈ જાય છે અને સ્નેહ ઉદિત થાય છે. આવું થતાં જ વિપક્ષીમાં પણ કર્તવ્ય-પરાયણતા આવી જાય છે. એટલું જ નહિ, જેમ-જેમ સ્નેહનું આદાન-પ્રદાન વધતું જાય છે, તેમ-તેમ પોત-પોતાનાં અધિકારોની વિસ્મૃતિ થતી જાય છે, જેનાં થવાથી પરાધીનતા સ્વતઃ મટતી જાય છે. સર્વાંશમાં પરાધીનતાનો નાશ થતાં જ દ્વંદ્વાતીત જીવનમાં પ્રવેશ થઈ જાય છે.

ક્રોધનો નાશ થતાં જ કર્તવ્યની સ્મૃતિની સાથો-સાથ માનવમાં

ક્ષમાશીલતાની અભિવ્યક્તિ પણ થાય છે. ક્ષમાશીલતા પોતાનાં પ્રત્યે થવાવાળા અન્યાયને ભૂલાવી દે છે. એટલું જ નહિ, જેમ-જેમ ક્ષમાશીલતા સબળ તથા સ્થાયી થતી જાય છે, તેમ-તેમ પ્રતિહિંસાની ભાવના સ્વતઃ ગળતી જાય છે, જેનાં ગળતાં જ વેરભાવની ગંધ પણ નથી રહેતી. નિર્વેરતા આવતાં જ નિર્ભયતા, સમતા, મુદિતા વગેરે દિવ્ય ગુણોની અભિવ્યક્તિ સ્વતઃ થઈ જાય છે.

પ્રતિકૂળ પરિસ્થિતિ પણ વ્યક્તિનાં જીવનમાં બહિર્દ્વંદ્વ ઉત્પન્ન કરી દે છે. ભોગની રુચિ છે, ભોગવવાની શક્તિ પણ છે, પણ ભોગ્ય વસ્તુ નથી. આ દશામાં વ્યક્તિ ખીજાઈ ઉઠે છે અને પરિસ્થિતિ સાથે સંઘર્ષ કરવાની વાત વિચારે છે. એ વાતને ભૂલી જાય છે કે પરિસ્થિતિ જે વિધાનથી નિર્મિત છે, તે વિધાન સૌને માટે હિતકર છે. જો કે ભોગમાં પ્રવૃત્તિ થવાથી ભોગવવાની શક્તિનો હ્રાસ અને ભોગ્ય વસ્તુનો વિનાશ આપોઆપ થઈ જાય છે. એટલું જ નહિ, ભોગ-પ્રવૃત્તિનાં અંતમાં બિચારો ભોગી પરાધીનતા, જડતા તેમજ અભાવમાં જ આબદ્ધ થઈ જાય છે. પરંતુ તેની દૃષ્ટિ ભોગનાં પરિણામ પર નથી જતી. એ નિયમ છે કે જ્યાં સુધી ભોગી, ભોગનાં પરિણામને નહિ અપનાવે, ત્યાં સુધી ન તો અનુકૂળ પરિસ્થિતિ પણ આવે અને ન પરિસ્થિતિઓથી અતીતનાં જીવનમાં પ્રવેશ પણ થશે. જે વિધાન માનવને ભોગ-વાસનાથી રહિત કરવા માટે પ્રતિકૂળ પરિસ્થિતિ ઉત્પન્ન કરે છે, એ જ વિધાનથી માનવને વિવેક પણ મળ્યો છે. જો માનવ નિજ-વિવેકનાં પ્રકાશમાં બુદ્ધિ-દૃષ્ટિથી પ્રાપ્ત પરિસ્થિતિને જુએ, તો તેણે એ સ્વીકાર કરવો જ પડશે કે કોઈ પણ પરિસ્થિતિ જીવન નથી, પરંતુ પ્રત્યેક પરિસ્થિતિ ઉત્પત્તિ-વિનાશ-યુક્ત છે. પરિસ્થિતિઓમાં જીવન-બુદ્ધિ ન રહેવાથી પ્રત્યેક પરિસ્થિતિનો સમાન અર્થ થઈ જાય છે.

હવે જો કોઈ એમ કહે કે પરિસ્થિતિ જીવન નથી, તો શું છે ? શું જીવન તેને કહે છે, જે પર-પ્રકાશ્ય હોય તથા જેનું સ્વતંત્ર અસ્તિત્વ ન હોય ? શું કોઈ એવી પરિસ્થિતિ છે, જેનું સ્વતંત્ર અસ્તિત્વ હોય અથવા સ્વયંપ્રકાશ હોય ? તો એ માનવું જ પડશે કે એવી કોઈ પરિસ્થિતિ નથી. પછી પરિસ્થિતિઓને જીવન માનવું પ્રમાદ સિવાય બીજું શું હોઈ શકે છે ?



પ્રત્યેક પરિસ્થિતિ પ્રાકૃતિક વિધાન અનુસાર સાધન-સામગ્રી સિવાય બીજું કાંઈ નથી. જો માનવ વિવેકપૂર્વક પ્રાપ્ત પરિસ્થિતિનો સદ્ઉપયોગ કરી નાખે, તો બહુ જ સુગમતાપૂર્વક તે બધી પરિસ્થિતિઓથી અતીત દિવ્ય-ચિન્મય જીવન સાથે અભિન્ન થઈ શકે છે. આ દૃષ્ટિએ પ્રાપ્ત પરિસ્થિતિને જ સર્વોત્કૃષ્ટ પરિસ્થિતિ જાણીને તેનો આદરપૂર્વક સત્કાર કરતાં રહીને તેનાં સદ્ઉપયોગમાં તત્પર થવાથી પરિસ્થિતિજન્ય દ્વંદ્વ મટી શકે છે.

અંતર અને બહિર્દ્વંદ્વ મટવાથી સમસ્ત જીવન સુખ-શાંતિ તેમજ સ્વાધીનતાથી પરિપૂર્ણ થઈ જાય છે. આવશ્યક સંકલ્પોની પૂર્તિથી સુખ અને અનાવશ્યક સંકલ્પોની નિવૃત્તિથી શાંતિ અને શાંતિથી અસંગ થવાથી સ્વાધીનતાની અભિવ્યક્તિ થાય છે. અંતર અને બાહ્ય-દ્વંદ્વે જ સુખ-શાંતિ તથા સ્વાધીનતાનું અપહરણ કર્યું છે. આ દૃષ્ટિએ અંતર અને બાહ્ય-દ્વંદ્વને મટાડવું અત્યંત આવશ્યક છે. મળેલાં સામર્થ્યનાં સદ્ઉપયોગથી, પોતાનાં દુઃખનું કારણ કોઈ બીજાને ન માનવાથી, અનાવશ્યક કાર્યનો ત્યાગ અને આવશ્યક કાર્યને પૂરું કરવાથી વ્યક્તિ વ્યર્થ-ચિંતનથી રહિત થાય છે, જેનાં થતાં જ અંતર્બાહ્ય દ્વંદ્વ સ્વતઃ નષ્ટ થઈ જાય છે, એ નિર્વિવાદ સત્ય છે.

જે પ્રમાણે માનવને અસમર્થતાનો અંત કરવો અભીષ્ટ છે, એ જ પ્રમાણે પરાધીનતાનો નાશ કરવો પણ તેની પોતાની સ્વાભાવિક માંગ છે. સ્વાભાવિક માંગ તેને જ કહે છે, જેની પૂર્તિ અનિવાર્ય તથા અવશ્યંભાવી હોય. સ્વાધીનતાનો અર્થ સુખ-ભોગ નથી. સુખ-ભોગની સિદ્ધિ પરાધીનતા વિના નથી થતી. એ સૌને માન્ય હશે કે સંકલ્પ-પૂર્તિમાં જ સુખની અનુભૂતિ થાય છે. જે સાધનોથી સંકલ્પ પૂરો થાય છે, એ સાધનોની દાસતામાં વ્યક્તિએ આબદ્ધ થવું જ પડે છે. આથી એ સ્પષ્ટ વિદિત થઈ જાય છે કે સુખનો ભોગ વ્યક્તિને પરાધીન બનાવી દે છે. સુખનાં પ્રલોભનમાં જ નવીન સંકલ્પોની ઉત્પત્તિ નિહિત છે. જો કે સુખ પ્રાકૃતિક નિયમ અનુસાર આપોઆપ નષ્ટ થઈ જાય છે, છતાં પણ સુખનું પ્રલોભન નવીન સંકલ્પને ઉત્પન્ન કરી પ્રાણીને એ જ સ્થિતિમાં આબદ્ધ કરી દે છે, જે સંકલ્પ-પૂર્તિની પૂર્વે અને સંકલ્પ-ઉત્પત્તિની પછી હતી. ભલે કેટલાય

સંકલ્પો પૂરા કેમ ન થઈ જાય, સંકલ્પ-પૂર્તિનું સુખ નવીન સંકલ્પને જન્મ આપીને બિચારા પ્રાણીને સંકલ્પ-અપૂર્તિનાં દુઃખમાં જ બાંધી દે છે. આ દૃષ્ટિએ સંકલ્પ-પૂર્તિ માનવ-જીવનની વાસ્તવિક માંગ નથી. બધા સંકલ્પોની પૂર્તિ પ્રાકૃતિક નિયમાનુસાર સંભવ નથી. આ કારણે પણ સંકલ્પ-પૂર્તિ માનવ-જીવનનો વાસ્તવિક ઉદ્દેશ્ય નથી હોઈ શકતો. પરંતુ સ્વાધીનતાની માંગ તો માનવમાં સ્વાભાવિક છે. જેમ-જેમ પરાધીનતાની વેદના સબળ તથા સ્થાયી થતી જાય છે, તેમ-તેમ સ્વાધીનતાની લાલસા ઉત્તરોત્તર વધતી જ જાય છે. જે કાળમાં સ્વાધીનતાની લાલસા સર્વાંશમાં વિકસિત થઈ જાય છે, અર્થાત્ માનવ જ્યારે પરાધીનતાને કોઈ પણ પ્રકારે સહન નથી કરી શકતો, ત્યારે પરાધીનતા સદાને માટે સ્વતઃ મટી જાય છે. પરાધીનતા એ જ સમય સુધી જીવિત રહે છે, જે સમય સુધી વ્યક્તિ સ્વાધીનતા વિના રહી શકે છે. સ્વાધીનતાની માંગ પરાધીનતાને ખાઈ લે છે, એ નિર્વિવાદ સત્ય છે.

હવે જો કોઈ એમ કહે કે પરાધીનતાનો નાશ અને સ્વાધીનતાની અભિવ્યક્તિ શું વર્તમાન જીવનની વસ્તુ છે ? નિઃસંદેહ સ્વાધીનતા સર્વકાળમાં મળી શકે છે, તેનાં માટે કોઈ અન્ય વસ્તુ, વ્યક્તિ વગેરેની અપેક્ષા નથી. પ્રતિકૂળમાં પ્રતિકૂળ પરિસ્થિતિમાં પણ સ્વાધીનતા પ્રાપ્ત થઈ શકે છે. સ્વાધીનતા માટે માનવે વિવેક-વિરોધી સંબંધનો ત્યાગ કરવાનો છે. હવે વિચાર એ કરવાનો છે કે વિવેક-વિરોધી સંબંધ શું છે ? જેનાથી દેશ-કાળની દૂરતા થઈ શકે છે, તેની સાથે સંબંધ સ્વીકાર કરવો જ વિવેક-વિરોધી સંબંધ છે. ઉત્પન્ન થયેલી કોઈ પણ વસ્તુ એવી નથી, જેની સાથે નિત્ય-સંબંધ રહી શકે. નિત્ય-સંબંધ તેની સાથે જ થઈ શકે છે, જેનાથી ન તો દેશ-કાળની દૂરતા હોય અને ન જેની ઉત્પત્તિ હોય. જેની ઉત્પત્તિ નથી થતી, તેનો વિનાશ પણ નથી થતો. જે નાશ-રહિત છે, તે ક્યારેય પણ અપ્રાપ્ત નથી. અર્થાત્ નિત્ય-પ્રાપ્ત છે. નિત્ય-પ્રાપ્તની શોધ કરવાથી પરાધીનતા આપોઆપ મટી જાય છે. હવે એ પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે નિત્ય-પ્રાપ્તની શોધ કેવી રીતે કરવામાં આવે. જેની સાથે નિત્ય-સંબંધ નથી, તેનાથી અસહયોગ કરવાથી, જે નિત્ય-પ્રાપ્ત છે, તેની સાથે યોગ થઈ જાય છે, જેનાં થતાં



જ પરાધીનતા સ્વાધીનતામાં વિલીન થઈ જાય છે. જેનાથી અસહયોગ કરવાનો છે, તેની મમતાનો ત્યાગ અનિવાર્ય છે. કોઈને ભલો અને બુરો માનીને તેની મમતા મટાડવી સંભવ નથી. મમતા તેની જ મટી શકે છે, જેને ભલો અથવા બુરો ન માનીએ. કોઈને ભલો-બુરો સમજવો તેની સાથે સંબંધ જોડવો છે. અંતર કેવળ એટલું છે કે ભલો સમજીને રાગપૂર્વક અને બુરો સમજીને દ્વેષપૂર્વક સંબંધ થાય છે. સ્વાધીનતાનો પૂજારી ન તો કોઈને ભલો માને છે અને ન બુરો. હવે જો કોઈ એમ કહે કે જ્યારે ભલો અને બુરો પ્રતીત થાય છે, ત્યારે તેને કેમ ન માનવો ? આ સમસ્યા પર વિચાર કરવાથી એવું પ્રતીત થાય છે કે કામના-પૂર્તિનાં પ્રલોભનથી જ કોઈ ભલો અને કોઈ બુરો પ્રતીત થાય છે. કામનાયુક્ત પ્રાણી કોઈનાં વિષયમાં યથાર્થ નિર્ણય નથી કરી શકતો અને કામના-રહિત થવાથી વિવેક-વિરોધી સંબંધ આપોઆપ નષ્ટ થઈ જાય છે, જેનાં મટતાં જ સ્વાધીનતાની અભિવ્યક્તિ સ્વતઃ થઈ જાય છે.

સુખનું પ્રલોભન જ દુઃખનાં ભયને જન્મ આપે છે અને પછી પરાધીનતા આપોઆપ આવી જાય છે. સુખનું પ્રલોભન મટતાં જ દુઃખનો ભય આપોઆપ નષ્ટ થઈ જાય છે. પરાધીનતા વ્યક્તિને જડતામાં આબદ્ધ કરે છે અને સ્વાધીનતા દિવ્ય-ચિન્મય જીવન સાથે અભિન્ન કરે છે. પરાધીનતાને સહન કરવી અકર્તવ્યને જન્મ આપવો છે અને સ્વાધીનતા વિના કોઈ પણ પ્રકારે ચેનથી ન રહેવું સમસ્ત વિકારોને નષ્ટ કરવાનું મુખ્ય સાધન છે. આ દૃષ્ટિએ સ્વાધીનતાની લાલસામાં જ નિર્વિકારતા નિહિત છે. આ જ કારણે સ્વાધીનતા માનવમાત્રની સ્વાભાવિક માંગ છે. સ્વાભાવિક માંગથી નિરાશ થવું અને અસ્વાભાવિક કામનાઓને સહન કરવી પ્રમાદ સિવાય બીજું કાંઈ નથી. પ્રમાદ-રૂપી અંધકાર વિવેક-રૂપી પ્રકાશથી સદાને માટે મટી શકે છે. વિવેક અનંતનાં મંગલમય વિધાનથી માનવમાત્રને પ્રાપ્ત છે. જાણેલાનો પ્રભાવ વિવેકનો આદર કરવામાં સહાયક છે. આથી જેમ-જેમ માનવ પોતાનાં જ્ઞાનથી પોતાને પ્રકાશિત કરતો જાય છે, તેમ-તેમ પ્રમાદ આપોઆપ નષ્ટ થતો જાય છે. જ્ઞાનનો પ્રકાશ જ વાસ્તવિક પ્રકાશ છે. જ્ઞાનનાં પ્રકાશમાં જ સ્વાધીનતાનો નિવાસ છે. સ્વાધીનતા વિના અમરત્વની પ્રાપ્તિ

સંભવ નથી. અમર જીવન જ જીવન છે. જન્મ અને મૃત્યુનો પ્રવાહ જીવન નથી. આ જ કારણે માનવમાત્રને મૃત્યુ અભીષ્ટ નથી.

એ નિયમ છે કે જેનો જન્મ થાય છે, તેનું મૃત્યુ અનિવાર્ય છે. હવે વિચાર એ કરવાનો છે કે જન્મ શા માટે થાય છે ? વસ્તુ, વ્યક્તિ, અવસ્થા, પરિસ્થિતિ વગેરે દ્વારા સુખનો ભોગ કરવાથી જ જન્મ થાય છે. જન્મ કોનો થાય છે ? જે પરાધીનતામાં જીવન-બુદ્ધિ સ્વીકાર કરે છે, તેનો જ જન્મ થાય છે. પરાધીનતામાં જીવન-બુદ્ધિ સ્વીકાર કરવાથી પ્રાણી જન્મ-મરણ વગેરેનાં દુઃખમાં આબદ્ધ રહે છે. જેમ-જેમ દુઃખનો પ્રભાવ સબળ તથા સ્થાયી થતો જાય છે, તેમ-તેમ પરાધીનતા નષ્ટ કરવાની લાલસા ઉત્તરોત્તર વધતી જાય છે. જે કાળમાં લાલસા પરાધીનતા-જનિત સુખ-ભોગની કામનાઓને સર્વાંશમાં ખાઈ લે છે, એ જ કાળમાં સ્વાધીનતાની માંગ પૂરી થઈ જાય છે, જેનાં થતાં જ જન્મ-મરણથી રહિત દિવ્ય-જીવન સાથે અભિન્નતા થઈ જાય છે. આ દૃષ્ટિએ સ્વાધીનતા વર્તમાન જીવનની માંગ છે. સ્વાધીનતાની પ્રાપ્તિ માટે કોઈ બાહ્ય સંગ્રહની અપેક્ષા નથી, પરંતુ પ્રાકૃતિક નિયમ અનુસાર જે વસ્તુઓ પ્રાપ્ત છે, તેની મમતાનો ત્યાગ અને જે વસ્તુઓ અપ્રાપ્ત છે, તેની કામનાનો ત્યાગ અનિવાર્ય છે. પ્રાપ્ત વસ્તુઓની મમતાનો નાશ થતાં જ નિર્વિકારતા અને અપ્રાપ્ત વસ્તુઓની કામનાથી રહિત થતાં જ નિર્વિકલ્પતાની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે. નિર્વિકારતા આવી જવાથી કર્તવ્યપરાયણતા સ્વતઃ આવે છે, જેનાં આવતાં જ વિદ્યમાન રાગની નિવૃત્તિ અને સુંદર સમાજનું નિર્માણ સ્વતઃ થઈ જાય છે. નિર્વિકલ્પતા યોગની ભૂમિ છે. જો નિર્વિકલ્પતાથી સંપાદિત શાંતિમાં રમણ ન કરવામાં આવે, તો બહુ જ સુગમતાપૂર્વક યોગની પ્રાપ્તિ થાય છે. યોગ સ્વાધીનતાનું પ્રતીક છે. યોગની અભિવ્યક્તિ થવાથી નવીન રાગ ઉત્પન્ન નથી થતો, કેમકે યોગ ભોગની વાસનાઓને ખાઈ લે છે. નિર્વિકારતા તથા નિર્વિકલ્પતાથી માનવ રાગ-રહિત થઈ જાય છે. રાગ-રહિત થતાં જ વાસ્તવિકતાનો બોધ તથા અનુરાગની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે. યોગ સામર્થ્ય તથા સ્વાધીનતાનું અને બોધ નિત્ય જીવનનું તેમજ અનુરાગ અનંત રસનું પ્રતીક



છે; અથવા એમ કહો કે યોગ, બોધ તથા પ્રેમમાં જ વ્યક્તિગત જીવનની સફળતા નિહિત છે. આ જ કારણે માનવમાત્ર યોગ, બોધ અને પ્રેમની પ્રાપ્તિમાં સર્વદા સમર્થ છે. આ રહસ્યને સારી રીતે જાણી લેવાથી માનવ-જીવનનું વાસ્તવિક સૌંદર્ય સ્પષ્ટ થઈ જાય છે.





## એકાદશ પ્રકરણ

પ્રાકૃતિક નિયમાનુસાર વ્યક્તિ અને સમાજમાં એકતા છે. વ્યક્તિ સમાજનાં અધિકારોનો પુંજ અને સમાજ વ્યક્તિનું કાર્યક્ષેત્ર છે. જે પ્રમાણે શરીર અને વિશ્વમાં વિભાજન નથી થઈ શકતું, એ જ પ્રમાણે વ્યક્તિ અને સમાજમાં વિભાજન નથી થઈ શકતું. સુંદર વ્યક્તિઓથી સુંદર સમાજ અને સુંદર સમાજથી જ સુંદર વ્યક્તિઓનું નિર્માણ થાય છે. જો કે વાતાવરણનો પણ વ્યક્તિ પર બહુ ઊંડો પ્રભાવ પડે છે, પરંતુ સુંદર વ્યક્તિ દ્વારા વાતાવરણમાં પણ સૌંદર્યની અભિવ્યક્તિ થાય છે. જે પ્રમાણે ભૂમિ, જળ, વાયુ વગેરેથી પ્રત્યેક બીજ પોતાનાં સ્વભાવાનુસાર જ વિકાસ પામે છે, એ જ પ્રમાણે વ્યક્તિ પોતાનાં સ્વભાવાનુસાર જ સમાજથી પોષિત થાય છે. આ દૃષ્ટિએ વ્યક્તિ અને સમાજમાં પારસ્પરિક એકતા છે. સુંદર સમાજની માંગ પ્રત્યેક વ્યક્તિની સ્વાભાવિક માંગ છે. પરંતુ સુંદર વ્યક્તિઓથી જ સમાજમાં સુંદરતા વ્યક્ત થાય છે. આ કારણે સુંદર વ્યક્તિઓનાં નિર્માણમાં જ સુંદર સમાજનું નિર્માણ નિહિત છે. પ્રાકૃતિક વિધાન અનુસાર પ્રત્યેક વ્યક્તિ પોતાને સુંદર બનાવવામાં સ્વાધીન છે. વ્યક્તિની જે માંગ છે, તેને જ અનુરૂપ તેનું જીવન અને જીવન અનુસાર જ સમાજનું નિર્માણ થઈ જાય છે. જેમ-જેમ સૌંદર્યની માંગ સબળ તથા સ્થાયી થતી જાય છે, તેમ-તેમ અસુંદરતા નષ્ટ થતી જાય છે. અસુંદરતાનાં નાશમાં જ સૌંદર્યની અભિવ્યક્તિ થાય છે. આ દૃષ્ટિએ સૌંદર્યની માંગમાં જ સુંદરતા નિહિત છે.

હવે પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે વ્યક્તિનું સૌંદર્ય શું છે ? જે વ્યક્તિ દ્વારા સમાજનાં અધિકારો અપહૃત નથી થતા અને જે સ્વયં અધિકાર-લાલસાથી રહિત, એ જ સુંદર છે. હવે વિચાર એ કરવાનો છે કે વ્યક્તિ સમાજનાં અધિકારોનું અપહરણ શા માટે કરે છે ? વ્યક્તિ સમાજને પોતાનાંથી ભિન્ન માનવાથી સમાજનાં અધિકારોનું અપહરણ કરી પોતાને સબળ બનાવવાનો



પ્રયાસ કરે છે. પ્રાકૃતિક નિયમ અનુસાર બીજાઓનાં અધિકારોનું અપહરણ કરવાથી વ્યક્તિ સ્વયં નિર્બળ થઈ જાય છે અને પછી તે પોતાનાં કર્તવ્ય તથા બીજાઓનાં અધિકારોને ભૂલી જાય છે. તેનું પરિણામ એ થાય છે કે ન તો તે સ્વયં પણ સુંદર થઈ શકે છે અને ન તેનાં દ્વારા સુંદર સમાજનું નિર્માણ પણ થાય છે.

સુંદર સમાજનાં નિર્માણનું દાયિત્વ માનવમાત્ર પર છે, કોઈ વર્ગ-વિશેષ પર નહિ. જ્યારે વ્યક્તિ કર્તવ્ય-ચ્યુત થઈ જાય છે, ત્યારે જ સમાજમાં ભિન્ન-ભિન્ન પ્રકારનાં વિપ્લવો મચે છે. પરિસ્થિતિઓની ઉત્પત્તિ પ્રાકૃતિક વિધાનથી થાય છે; પરંતુ પ્રાપ્ત પરિસ્થિતિનાં સદુપયોગનું દાયિત્વ માનવ ઉપર જ છે. પ્રતિકૂળ તથા અનુકૂળ પરિસ્થિતિ હોવા છતાં તેનાં સદુપયોગમાં કોઈ અંતર નથી હોતું. પરિસ્થિતિ સુખમય હોય અથવા દુઃખમય હોય, કર્તવ્યનિષ્ઠ પ્રાણી બન્નેયનો સદુપયોગ કરી પોતાને તથા સમાજને સુંદર બનાવવામાં સમર્થ થાય છે. એટલું જ નહિ, કર્તવ્યનિષ્ઠ માનવનું જીવન વિધાન બની જાય છે. તેની પાછળ કરોડો વ્યક્તિઓ ચાલવાનો પ્રયાસ કરે છે. આ દૃષ્ટિએ વ્યક્તિનું જીવન સમાજ માટે ઉપયોગી સિદ્ધ થાય છે.

સામાજિક જીવનમાં વ્યક્તિનું બહુ જ ઊંચુ સ્થાન છે. એક-એક વ્યક્તિ દ્વારા સમાજમાં ક્રાંતિ થઈ છે, થઈ શકે છે અને થતી રહેશે. હવે વિચાર એ કરવાનો છે કે વ્યક્તિ અને સમાજમાં જે એકતા છે, તે કેવી રીતે સુરક્ષિત રહી શકે છે. તેનાં માટે વ્યક્તિઓએ પ્રાકૃતિક નિયમને અનુરૂપ એક નીતિ નિર્ધારિત કરવી પડશે. તે નીતિ જ સમાજનું નેતૃત્વ કરશે. એ નિર્ધારિત નીતિને જીવન દ્વારા સમાજની સમક્ષ રાખવી પડશે. બળપૂર્વક નીતિનું પાલન કરાવવાથી નીતિ હૃદયંગમ નથી થતી. તે ન થવાથી વ્યક્તિ અને સમાજની વચ્ચે એક ઊંડી ખાણ બની જાય છે, અર્થાત્ ભેદ ઉત્પન્ન થઈ જાય છે. તેનું પરિણામ બહુ જ ભયંકર હોય છે. જાણતાં હોવા છતાં પણ વ્યક્તિ માની નથી શકતો અને માનતો હોવા છતાં પણ કરી નથી શકતો. આ અસમર્થતા માનવે આપોઆપ જીવનમાં ઉત્પન્ન કરી છે, પોતાનો હ્રાસ સ્વયં પોતે કર્યો છે. પ્રાકૃતિક નિયમ અનુસાર જ્યાં સુધી માનવ સમસ્ત વિશ્વ પ્રત્યે આત્મીયતા સ્વીકાર નહિ કરે, ત્યાં સુધી ઉત્પન્ન થયેલી

નિર્બળતા નષ્ટ નહિ થાય. જ્યાં સુધી પ્રાણી પોતાને વ્યક્તિત્વ, કુટુંબ, વર્ગ, જાતિ અને દેશની મમતામાં આબદ્ધ રાખે છે, ત્યાં સુધી તેનું જીવન વિશ્વ માટે ઉપયોગી સિદ્ધ નથી થતું. કારણ, કે સીમિત મમતા અનેક આસક્તિઓને ઉત્પન્ન કરી બિચારા પ્રાણીને કર્તવ્યથી ચ્યુત કરી દે છે. તેનું જ દુષ્પરિણામ એ થયું છે કે એક વ્યક્તિ બીજા વ્યક્તિનો, એક વર્ગ બીજા વર્ગનો અને એક દેશ બીજા દેશનો વિનાશ કરવામાં પોતાનું મહત્ત્વ માને છે અથવા એમ કહો કે કોઈની નિર્બળતાને પોતાનું બળ માનીને પોતાનો સર્વનાશ કરી લે છે.

કોઈની નિર્બળતાને પોતાનું બળ માનવું અનીતિ છે. પરંતુ પ્રાપ્ત બળને નિર્બળોની ધરોહર માનવી, વાસ્તવિક સુંદર નીતિ છે. આ નીતિને અપનાવતાં જ વ્યક્તિ, વર્ગ, દેશ વગેરેનાં સમસ્ત સંઘર્ષો નષ્ટ થઈ જશે અને એક અનુપમ શાંતિ તેમજ સ્નેહની સ્થાપના થશે.

આ સુંદર નીતિનું અનુસરણ કરવા માટે વ્યક્તિએ સર્વપ્રથમ સર્વાત્મભાવ અપનાવવો પડશે. સૌનાં હિતમાં જ પોતાનું હિત નિહિત છે, અન્યની રક્ષામાં જ પોતાની રક્ષા છે, બીજાઓનો વિકાસ જ પોતાનો વિકાસ છે. એટલું જ નહિ, બીજાઓની અવનતિથી પોતાની અવનતિ અવશ્યંભાવી છે. પ્રાકૃતિક વિધાન અનુસાર આ જ કર્તવ્ય-વિજ્ઞાન છે.

કૌટુંબિક જીવન સામાજિક જીવનનું એક અલ્પ ક્ષેત્ર છે. આ અલ્પ ક્ષેત્રમાં વ્યક્તિ ક્રિયાત્મક પ્રયોગો દ્વારા પોતાને કર્તવ્યનિષ્ઠ બનાવવામાં સમર્થ થાય છે. જે નિયમોનું પાલન કરવાથી એક કુટુંબમાં સૌંદર્ય આવે છે, એ જ નિયમોનું અનુસરણ કરવાથી વિશ્વમાં સૌંદર્યની અભિવ્યક્તિ થાય છે. કર્મ સીમિત હોવા છતાં પણ જો કર્તાનો ભાવ અસીમ છે, તો વિશ્વમાં સદ્ભાવનાઓનો પ્રસાર થઈ જાય છે. સદ્ભાવનાઓ કર્મને સુંદર અને કર્મની સુંદરતા સદ્ભાવનાઓને સજીવ બનાવવામાં સમર્થ હોય છે. આ દૃષ્ટિએ પ્રત્યેક કુટુંબનો વિકાસ સમાજનાં વિકાસમાં હેતુ છે. વ્યક્તિનો વિકાસ કુટુંબનાં વિકાસમાં અને કુટુંબનો વિકાસ સમાજનાં વિકાસમાં સાધનરૂપ થઈ જાય છે.

જે વ્યક્તિ દ્વારા કોઈનો અનાદર તથા તિરસ્કાર નથી થતો તેમજ જે



દુઃખીઓને જોઈને કરુણિત તથા સુખીઓને જોઈને પ્રસન્ન થાય છે, તેની માંગ સમાજને સદૈવ રહે છે. એટલું જ નહિ, તેનું જીવન માનવ-સમાજનાં હૃદય પર અવિચળ સામ્રાજ્ય સ્થાપિત કરી લે છે અને એ નીતિ ચરિતાર્થ થઈ જાય છે કે વ્યક્તિનાં વિકાસમાં જ સમાજનો વિકાસ નિહિત છે. પ્રાકૃતિક નિયમ અનુસાર તો સૌ પોતાનાં છે અથવા તો પોતાનાં પ્રાણ પણ પોતાનાં નથી, તેઓ પણ તેમનાં છે, જેમની આખી સૃષ્ટિ છે. જો કોઈ એમ કહે કે સૃષ્ટિનો કોઈ માલિક છે — આ માન્યતા પર મારો વિશ્વાસ નથી. છતાં પણ એ તો માનવું જ પડશે કે પ્રાણ મારા નથી, જગતનાં છે. જેટલી પ્રિયતા પોતાનાં પ્રાણોમાં છે, એટલી પ્રિયતા જગતમાં રાખવી વાસ્તવિક નીતિ છે. જેમાં પ્રિયતા હોય છે, તેનો વિનાશ અભીષ્ટ નથી હોતો, પરંતુ તેનાં વિકાસમાં જ અભિરુચિ હોય છે.

કોઈને નિંદનીય માનવાથી એ પ્રતિક્રિયા થાય છે કે માનવાવાળામાં એ દોષોનો જન્મ થઈ જાય છે, જેનાંથી તેનું જીવન સ્વયં નિંદનીય બની જાય છે. કોઈને બુરો સમજવો કોઈ પણ બુરાઈથી ઓછી બુરાઈ નથી, પરંતુ બધી બુરાઈઓથી મોટી ભયંકર બુરાઈ છે. કોઈને બુરા ન સમજવાનો અર્થ એ નથી કે આપ તેને શ્રદ્ધાસ્પદ બનાવી લ્યો. તેનો અર્થ કેવળ એટલો છે કે તેને સર્વાંશમાં દોષી ન માનો અને તેની વર્તમાન નિર્દોષતા પર પોતાની દૃષ્ટિ રાખો. તેની સાથે એવો વ્યવહાર કરો કે તે સ્વયં પોતાનાં દોષને સારી રીતે જાણી લે અને તેને ન દોહરાવવા માટે તે સ્વયં દૃઢતાપૂર્વક તત્પર થઈ જાય. નીતિ એ જ સાર્થક છે, જે દોષોને નષ્ટ કરવામાં અને નિર્દોષતાની અભિવ્યક્તિમાં સહાયક છે. સમસ્ત દોષોની ઉત્પત્તિ અવિવેક-સિદ્ધ છે, સ્વભાવ-સિદ્ધ નહિ. અવિવેક નિજ-વિવેકનો અનાદર છે, બીજું કાંઈ નહિ. નિજ-વિવેકનો આદર કરતાં જ પોતાનાં કર્તવ્યનો બોધ વ્યક્તિને સ્વયં થઈ જાય છે. વિવેકપૂર્વક નિર્ણીત કર્તવ્યનાં પાલનનું સામર્થ્ય માનવમાં વિદ્યમાન છે; કારણ, કે જે મંગલમય વિધાનથી તેને વિવેક મળ્યો છે, તેનાંથી કર્તવ્ય-પાલનનું સામર્થ્ય પણ મળ્યું છે. વાસ્તવિક વિધાન કહે જ છે તેને, જેનાં પાલનમાં માનવ સર્વદા સ્વાધીન છે. વ્યક્તિગત જીવન દ્વારા કૌટુંબિક જીવનમાં શાંતિ તથા સ્નેહનો સંચાર કરવો ત્યારે જ સંભવ

થશે, જ્યારે પરસ્પર પોત-પોતાની ભૂલ સ્વીકાર કરવામાં કુટુંબનાં કોઈ પણ સદસ્યને સંકોચ ન થાય અને ભૂલને 'ભૂલ' સ્વીકાર કરી લીધા પછી તેને ક્ષમા કરી દેવામાં આવે, અર્થાત્ તેને નિર્દોષ માની લેવામાં આવે. કોઈને દોષી ઠરાવવાનો પ્રયાસ ન કરીને એ પ્રયાસ કરવામાં આવે કે તે સ્વયં પોતાનાં દોષને પ્રગટ કરવામાં સમર્થ થઈ જાય. પોતાનાં દ્વારા પોતાનાં દોષને જાણી લેવાથી દોષ-જનિત વેદના સ્વતઃ જાગ્રત થાય છે અને તે દોષ-જનિત સુખનાં રાગને નષ્ટ કરી દે છે, જેનાં નાશ થતાં જ દોષની ઉત્પત્તિ જ નથી થતી.

આ દૃષ્ટિએ પોતાનાં તરફથી કોઈનાંમાં દોષનો આરોપ ન કરવો જ નિર્દોષતાની અભિવ્યક્તિમાં હેતુ છે. પણ આ નીતિને એ જ માનવો સ્વીકાર કરી શકે છે, જેઓ પોતાનાં પ્રત્યે ન્યાય અને બીજાઓ પ્રત્યે ક્ષમા કરવામાં જ વિશ્વાસ રાખે છે. જે વ્યક્તિ પોતાનાં પ્રત્યે ક્ષમા અને બીજાઓ પ્રત્યે ન્યાય કરે છે, તેઓ પોતાનાંમાં ઉત્પન્ન થયેલા દોષોને પોષિત કરે છે અને બીજાઓમાં પણ દોષોને જન્મ આપે છે. આ અનીતિથી ન તો વ્યક્તિ પણ સુંદર થઈ શકે છે અને ન પરિવાર તથા સમાજ પણ. દોષ-રહિત થવા માટે કરેલા દોષને સ્વીકાર કરવો અચૂક ઉપાય છે. પોતાને દોષી માનવા અને કરેલાં દોષનો ત્યાગ કરી નિર્દોષતાની સ્થાપના ન કરવી, નિર્દોષ થવાનો ઉપાય નથી. કરેલાં દોષનો ત્યાગ કર્યા પછી કોઈ આપણને ભલેને દોષી માને, તેનાંથી ક્ષુભિત થવું ભૂલ છે અથવા એમ કહો કે ક્ષુભિત તથા ક્રોધિત થવું નવીન દોષને જન્મ આપવો છે. ભૂતકાળનાં દોષનો ત્યાગ અને નિર્દોષતાની સ્થાપના વર્તમાનને સરસ તથા ભવિષ્યને ઉજ્જવળ બનાવવામાં સમર્થ છે. આ દૃષ્ટિએ નીતિ એ જ સફળ થાય છે, જે વર્તમાનની નીરસતાને ખાઈને ભવિષ્યને ઉજ્જવળ બનાવી શકે. આ નીતિને એ જ માનવો અપનાવશે, જેઓ દોષીને દુઃખ ન આપીને તેને નિર્દોષ બનાવવામાં આસ્થા રાખે છે. જેઓ અપરાધીને દંડ દેવામાં જ પ્રસન્ન થાય છે, તેઓ પોતાને અને અપરાધીને દોષી બનાવી રાખવામાં સહયોગ આપે છે. આ અનીતિનું માનવ-જીવનમાં કોઈ સ્થાન જ નથી.

નીતિને ક્રિયાત્મક રૂપ દેવું અસીમ નથી થઈ શકતું; પરંતુ નીતિને



અનુરૂપ ભાવ અસીમ હોઈ શકે છે. સૌને આદર તથા પ્યાર આપવો ભાવ છે, કર્મ નહિ. આદર અને પ્યારની ભૂખ પ્રાણીમાત્રને સ્વાભાવિક છે. સૌને આદર તથા પ્યાર આપવામાં માનવમાત્ર સમર્થ છે. હવે જો કોઈ એમ કહે કે જો કોઈનાંમાં એ દિવ્ય ગુણો છે જ નહિ, જેનાથી પ્રેરિત થઈને આદર તથા પ્યાર દેવામાં આવે. તો આ સમસ્યા પર વિચાર કરવાથી એ સ્પષ્ટ વિદિત થાય છે કે સર્વાંશમાં ક્યારેય પણ કોઈ દોષી નથી અને જ્યારે વર્તમાન સૌનો નિર્દોષ છે, તો શું આ દૃષ્ટિએ સૌને આદર તથા પ્યાર નથી આપી શકાતો ? અર્થાત્ અવશ્ય આપી શકાય છે. પ્રાકૃતિક નિયમ અનુસાર આદર તથા પ્યારની ભૂખ એ જ સમય સુધી રહે છે, જે સમય સુધી વ્યક્તિ સર્વાંશમાં નિર્દોષ નથી. જેનાંમાં આપણી મમતા નથી, એ પ્રાણીઓને જ્યારે આદર અને પ્યાર આપવામાં આવે છે, ત્યારે તેઓ આદર અને પ્યાર-જનિત રસને મેળવીને દોષ-જનિત સુખનો ત્યાગ કરવામાં સમર્થ થાય છે. આ દૃષ્ટિએ પ્રાણીમાત્ર આદર તથા પ્યારને પાત્ર છે. જો કોઈ આ જાણીને પણ આદર તથા પ્યાર આપવામાં પોતાની અસમર્થતા અનુભવ કરે છે, ત્યારે તેણે ઓછામાં ઓછું કોઈનો અનાદર તથા તિરસ્કાર ન કરવાવાળી નીતિને તો સ્વીકાર કરી જ લેવી જોઈએ. સર્વાંશમાં નિર્દોષતા આવી જવાથી તો કોઈની પાસેથી આદર તથા પ્યાર પામવાની માંગ જ શેષ નથી રહેતી. કારણ, કે નિર્દોષ જીવનથી તો સૌને સતત આદર તથા પ્યાર મળતો જ રહે છે. એટલું જ નહિ, તેનાંમાં તો દેવાનું અભિમાન પણ શેષ નથી રહેતું. જેની પાસેથી સૌને સર્વદા સર્વ કાંઈ મળી રહ્યું છે, તેને કોઈ શું આપી શકે છે ? તેનાં જીવનનું તો સૌને અનુસરણ કરવું પડે છે. આ દૃષ્ટિએ આદર તથા પ્યારને પાત્ર તેઓ જ છે, જેમને તેની ભૂખ છે. ભૂખ તેમને જ છે, જેઓ સર્વાંશમાં નિર્દોષ નથી.

જે પ્રાણીને ભૂમિ આશ્રય આપે છે, જળ તરસ છીપાવે છે, સૂર્ય પ્રકાશ આપે છે, વાયુ શ્વાસ લેવા દે છે તથા આકાશ અવકાશ દે છે, ભલા તે માનવનાં આદર તથા પ્યારને પાત્ર નથી ? અર્થાત્ અવશ્ય છે. કોઈનો અનાદર તથા તિરસ્કાર ન કરવાથી આદર તથા પ્યાર દેવાનું સામર્થ્ય સ્વતઃ આવી જાય છે. પ્રાકૃતિક નિયમ અનુસાર જેનાંથી કોઈનું અહિત નથી થતું, તેનું જ જીવન

સર્વહિતકારી સિદ્ધ થાય છે. જે વ્યક્તિથી કોઈની હાનિ નથી થતી, એ જ બીજાઓ માટે લાભપ્રદ સિદ્ધ થાય છે. આ મંગલમય વિધાન છે.

વ્યક્તિગત જીવન સુંદર થઈ જવાથી પારિવારિક તથા સામાજિક જીવન પણ સુંદર થઈ જાય છે; કેમકે વ્યક્તિ પાસે જ પરિવાર તથા સમાજ આશા રાખે છે. પ્રત્યેક વ્યક્તિ પર એ દાયિત્વ છે કે જે કાર્યને કરવામાં તેનાં સામર્થ્ય તથા વિવેકનો વિરોધ ન હોય અને કોઈનાં અધિકારનું અપહરણ ન થાય, એ કાર્યને અવશ્ય પૂરું કરી દે. આ જ નીતિને અપનાવી લેવાથી કર્તવ્ય-પરાયણતા આવી જાય છે, જેનાં આવતાં જ અકર્તવ્ય સ્વતઃ નષ્ટ થઈ જાય છે. જે કાર્ય કરવામાં સામર્થ્યનો વિરોધ હોય; પણ વિવેકનું સમર્થન હોય, એ કાર્ય સાથે જેનો સંબંધ છે, તેનાં પ્રત્યે સદ્ભાવના રાખવી અનિવાર્ય છે અને કરુણિત થઈને ક્ષમા માગવી આવશ્યક છે. જે કાર્યમાં વિવેકનો વિરોધ હોય અને કરવાનું સામર્થ્ય હોય, એ કાર્યને તો કોઈ પણ હેતુથી કરવાનું નથી; કેમકે વિવેક-વિરોધી કર્મ જ અકર્તવ્ય છે, જેનું માનવ-જીવનમાં કોઈ સ્થાન જ નથી. કર્તવ્યનું મૂળ છે — સર્વહિતકારીભાવ, જેની અભિવ્યક્તિ અનેક ભેદો હોવા છતાં પણ એકતા સ્વીકાર કરવાથી જ થાય છે. આથી સર્વાત્મભાવની સ્વીકૃતિમાં જ કર્તવ્ય-પરાયણતા નિહિત છે.







## દ્વાદશ પ્રકરણ

ભૌતિક દૃષ્ટિએ સમસ્ત વિશ્વ એક જીવન છે; અધ્યાત્મ દૃષ્ટિએ બધું પોતાનું જ સ્વરૂપ છે; આસ્તિક દૃષ્ટિએ પ્રેમાસ્પદથી ભિન્ન કાંઈ છે જ નહિ. દાર્શનિક ભેદ હોવા છતાં પણ જીવનમાં કોઈ ભેદ નથી. આ કારણે પ્રત્યેક વ્યક્તિ પોતાને સુંદર બનાવવામાં સર્વદા સમર્થ છે. જેનાં જીવનમાંથી બીજાઓનાં અહિતની ભાવના સર્વાંશમાં નષ્ટ થઈ ગઈ છે, તેનું જીવન સૌને માટે ઉપયોગી હોય છે, આ નિર્વિવાદ સિદ્ધ છે. દર્શન, સંપ્રદાય, મત તેમજ વાદ ભિન્ન-ભિન્ન પ્રકારનાં હોવા છતાં પણ માનવમાત્રનો ઉદ્દેશ્ય એક છે. સાધન-ભેદ હોવા છતાં પણ સાધ્યમાં ભેદ સ્વીકાર કરવો સાધનને જ સાધ્ય માની લેવું છે. સાધનનો કેટલોક ભાગ પ્રત્યેક માનવનો અલગ-અલગ છે અને કેટલોક ભાગ એવો છે, જે સફળતા માટે સૌને અપનાવવો અનિવાર્ય છે. જે ભાગ સૌને માટે અનિવાર્ય છે, તેને પૂરો કરવામાં સૌ સર્વદા સમર્થ તથા સ્વાધીન છે. પોતાનાં અહિતની આશા કોઈ પણ કોઈની પાસે નથી કરતું. આથી એ સ્પષ્ટ થઈ જાય છે કે કોઈનાં અહિતની ભાવના કોઈ પણ માનવે નથી કરવાની. જ્યાં સુધી પ્રાણી કોઈનું બુરુ નથી ઇચ્છતો, ત્યાં સુધી અશુદ્ધ સંકલ્પોની ઉત્પત્તિ જ નથી થતી. તો પછી અકર્તવ્યમાં પ્રવૃત્તિ થઈ જ કેવી રીતે શકે ? અર્થાત્ કદાપિ નથી થઈ શકતી. અકર્તવ્યનાં ત્યાગી માટે કોઈને બુરો ન સમજવો, એ જ મહામંત્ર છે. કોઈને બુરો ન સમજવાથી વિશ્વની સેવા અને પોતાની શુદ્ધિ સ્વતઃ થઈ જાય છે. શુદ્ધતાની અભિવ્યક્તિ થવાથી જીવન સૌને માટે ઉપયોગી સિદ્ધ થાય છે.

સામાજિક જીવનમાં વિદ્રોહની ઉત્પત્તિ ત્યારે જ થાય છે, જ્યારે પરસ્પર સ્નેહની એકતા સુરક્ષિત નથી રહેતી. પ્રાકૃતિક નિયમાનુસાર સ્નેહનાં આદાન-પ્રદાનની ભૂખ માનવ-માત્રને છે. પરંતુ ઉપરી ભેદ હોવાને કારણે જ્યારે માનવમાં અસહનશીલતા, સંકીર્ણતા, દુરાગ્રહ વગેરે વિકારો ઉત્પન્ન થઈ જાય છે,

ત્યારે સ્નેહની ભૂખ હોવા છતાં પણ સ્નેહનું આદાન-પ્રદાન અસંભવ થઈ જાય છે. આ ભૂલનો અંત કરવો અનિવાર્ય છે. પોત-પોતાની વિચારધારાની મમતાને લઈને પ્રાણી એ પણ કરે છે, જે કરવું જોઈએ અને એ પણ કરી બેસે છે જે નહિ કરવું જોઈએ. અકર્તવ્યની સાથે-સાથે કરેલું કર્તવ્ય વાસ્તવમાં અકર્તવ્ય જ છે. અકર્તવ્ય નષ્ટ થવાથી નાનાંમાં નાનું કર્તવ્ય પણ શાંતિ, સામર્થ્ય તેમજ સ્વાધીનતાને સુરક્ષિત રાખવામાં સમર્થ છે. એટલું જ નહિ, અકર્તવ્યનાં ત્યાગમાં જ પ્રાણીનો પુરુષાર્થ નિહિત છે. અકર્તવ્યનો અંત થતાં જ અનંતનાં મંગલમય વિધાનથી કર્તવ્ય-પરાયણતા સ્વતઃ આવી જાય છે. તેનાં માટે કોઈ વિશેષ પ્રયત્ન અપેક્ષિત નથી રહેતો. જે નહિ કરવું જોઈએ, તેને ન કરવું જ મુખ્ય પુરુષાર્થ છે. હવે એ પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે શું નહિ કરવું જોઈએ ? આ સમસ્યા પર વિચાર કરવાથી એ સ્પષ્ટ વિદિત થાય છે કે દર્શન, સંપ્રદાય, મત તેમજ વાદ વગેરે માન્યતાઓનાં આધારે પરસ્પર પ્રીતિનો ભેદ કરવો અકર્તવ્ય છે. એટલું જ નહિ, શાસન-પ્રણાલી, ધર્મ, સંસ્કૃતિ, ભાષા, પ્રાંત તથા દેશની ભિન્નતાનાં આધારે પણ પારસ્પરિક એકતા સુરક્ષિત ન રાખવી અનીતિ છે. આ અકર્તવ્ય તથા અનીતિનાં રહેતાં સુંદર સમાજનું નિર્માણ સંભવ નથી. સુંદર સમાજનાં નિર્માણનું દાયિત્વ એકમાત્ર માનવ-સમાજ ઉપર જ છે.

નિજ-વિવેકનાં પ્રકાશમાં જીવન રહેવાથી અનેકતામાં એકતાનાં દર્શન બહુ જ સુગમતાપૂર્વક થઈ શકે છે. જેટલી માન્યતાઓ છે તે કર્તવ્ય અને અકર્તવ્યની પ્રતીક-માત્ર છે. જે માન્યતાઓથી અકર્તવ્યની ઉત્પત્તિ થાય છે, તે સૌને માટે ત્યાજ્ય છે અને જે માન્યતાઓ કર્તવ્યને જન્મ આપે છે, તે સૌને માટે માન્ય છે. જે પ્રમાણે ભાષાનો ભેદ હોવાથી અર્થનો ભેદ નથી થતો, એ જ પ્રમાણે કર્તવ્યને પ્રેરિત કરવાવાળી માન્યતાઓમાં ભેદ હોવા છતાં પણ વાસ્તવિક જીવનમાં જેની સૌને માંગ છે, કોઈ ભેદ નથી રહેતો. ભેદથી અભેદ તરફ તથા અસત્યથી સત્ય તરફ તેમજ અકર્તવ્યથી કર્તવ્ય તરફ ઉત્તરોત્તર અગ્રેસર થવામાં જ સૌનું હિત નિહિત છે. વિધાનની આધીનતામાં જ સ્વાધીનતા છે. નિજ-વિવેક જ વિધાનનું પ્રતીક છે. આ કારણે વિવેકયુક્ત જીવન જ માનવ-જીવન છે.



વિવેક-વિરોધી વાત ચાહે પોતાનાં દેશ, વર્ગ અથવા જાતિની જ કેમ ન હોય, તેનો ત્યાગ જ કરવાનો છે. વિવેક-વિરોધી કાર્ય કોઈ પણ પરિસ્થિતિમાં કરવું હિતકર નથી. કોઈનાં વિકાસ માટે કોઈનો હ્રાસ કરવો વિવેક-વિરોધી કાર્ય છે. કર્તવ્ય-વિજ્ઞાનની દૃષ્ટિએ જે વિકાસનાં મૂળમાં કોઈનો વિનાશ છે, તેનું પરિણામ વિનાશ છે, વિકાસ નહિ. આ કારણે વિવેકીજનો કોઈનાં અહિતમાં કોઈનાં હિતનાં દર્શન નથી કરતાં. સેવા ભલે જેની પણ કરવામાં આવે, પણ ક્ષતિ કોઈની પણ ન કરવામાં આવે. બળ નિર્બળની સેવા કરવા માટે મળ્યું છે. તેનો ઉપયોગ નિર્બળોની રક્ષામાં જ કરવાનો છે. મમતાને આધારે બહુ-સંખ્યક સામર્થ્યશાળી વ્યક્તિ અલ્પ-સંખ્યક અને નિર્બળોને ક્ષતિ પહોંચાડે છે, એ બહુ જ અનીતિની વાત છે. સબળનાં સંપર્કમાં રહેવાવાળા નિર્બળને નિર્ભયતા પ્રદાન કરવી એ જ સબળતાનો સદુપયોગ છે. જે વ્યક્તિ, વર્ગ, સમાજ તથા દેશથી બીજા વ્યક્તિ, વર્ગ, સમાજ તથા દેશને ભય થાય છે, તો સમજવું જોઈએ કે ભય આપવાવાળો પક્ષ વિશ્વમાં વિદ્રોહ તથા સંઘર્ષને જન્મ આપી રહ્યો છે. ભય આપવો અથવા ભયભીત થવું ભૂલ છે. આ ભૂલથી પ્રત્યેક માનવે રહિત થવું અનિવાર્ય છે. પ્રાકૃતિક નિયમ અનુસાર ભયભીત તેને જ થવું પડે છે, જે પોતાનાંથી નિર્બળોને ભય આપે છે. ભય-રહિત થઈને બીજાઓને ભયરહિત કરવા મંગલમય નીતિ છે.

સમસ્ત પ્રકારનાં ભયનું કારણ એકમાત્ર ભેદ છે. અનેક પ્રકારનાં બાહ્ય-ભેદ હોવા છતાં પણ સ્નેહની એકતા ભેદમાં અભેદનાં દર્શન કરાવવામાં સમર્થ છે. માનવને જેટલી વસ્તુઓ મળી છે, તેમાં સૌથી નજીક જે વસ્તુ છે, તે છે તેનું શરીર તથા વિચારધારા. પ્રાકૃતિક નિયમ અનુસાર શરીરનું વિશ્વથી વિભાજન નથી થઈ શકતું. આ દૃષ્ટિએ શરીર વિશ્વરૂપી સાગરનું એક નાનકડું બિંદુ છે. એ શરીરની મમતાએ વિશ્વની આત્મીયતાનું હનન કર્યું છે. તેનું બહુ જ ભયંકર પરિણામ એ થયું છે કે પ્રીતિની એકતા પર દૃષ્ટિ નથી રહી. પ્રત્યેક વિચારધારાનાં મૂળમાં વિચારકનું દર્શન છે. કોઈ પણ દાર્શનિક દૃષ્ટિકોણથી એ સિદ્ધ નથી કે સમસ્ત વિશ્વ એક નથી. તો પછી સુખ-લોલુપતાને કારણે સર્વાત્મભાવની ઉપેક્ષા

કરી, સંકીર્ણતામાં આબદ્ધ થવું પ્રમાદ સિવાય બીજું શું છે ? જે પ્રમાણે પ્રત્યેક વસ્તુ ઇન્દ્રિય-દૃષ્ટિથી અલગ-અલગ દેખાય છે, એ જ પ્રમાણે વ્યક્તિગત વિચારોમાં પણ ભેદ પ્રતીત થાય છે. પરંતુ પ્રત્યેક વિચારધારાની ઉપયોગિતા જે ઉદ્દેશ્યની પૂર્તિ માટે છે, તે ઉદ્દેશ્ય એક છે. ઉદ્દેશ્યની પૂર્તિ થઈ જવાથી કોઈ પ્રકારની ભિન્નતા નથી રહેતી. હવે જો કોઈ એમ કહે કે તે ઉદ્દેશ્ય શું છે ? તો વિચાર કરવાથી એ સ્પષ્ટ વિદિત થાય છે કે તે ઉદ્દેશ્ય છે — પ્રેમ. જો વ્યક્તિ પોત-પોતાની વિચારધારા અનુસાર પોતાનાં જીવનમાં પ્રેમનું સંપાદન કરી શકે, તે તેની વિચારધારા તેનાં માટે ઉપયોગી સિદ્ધ થઈ શકે છે અને પ્રેમનાં સામ્રાજ્યમાં પ્રવેશ મેળવવાથી તેનું જીવન સૌને માટે ઉપયોગી સિદ્ધ થઈ શકે છે. પ્રેમ કોઈ મત, સંપ્રદાય, વર્ગ, સમાજ અને દેશની સીમામાં આબદ્ધ નથી કરી શકાતો. જે પ્રેમ કોઈ સીમામાં આબદ્ધ છે, તે પ્રેમ જ નથી, પણ મમતા છે, મોહ છે, આસક્તિ છે, જેમાં આબદ્ધ થવાથી કોઈનું હિત નથી, પણ સૌનું અહિત જ છે. આથી એ નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે કે જે નીતિ પ્રેમને વિભુ બનાવવામાં સમર્થ નથી, તે સર્વથા ત્યાજ્ય છે.

પ્રેમનો પ્રાદુર્ભાવ તેનાંમાં જ થાય છે, જેઓ પોતાને સમસ્ત આસક્તિઓથી મુક્ત કરી લે છે. કર્તવ્યરૂપ આસક્તિઓથી એ જ મુક્ત થઈ શકે છે, જે કર્તવ્યનિષ્ઠ થઈને પોતાને સુંદર બનાવવામાં સમર્થ છે. પોતાનાંથી ભિન્નનાં સુધારાની વાત કહીને સમાજ પર શાસન કરવું, તેમાં ઉચ્ચ સ્થાન પામવું, તેને પોતાનો ખોરાક બનાવવો તેમજ બે વ્યક્તિઓમાં, બે વર્ગોમાં તથા બે દેશોમાં ભેદ ઉત્પન્ન કરી દેવો, સુધારો નથી, પરંતુ પોતાનો સર્વનાશ કરવો છે અને બીજાઓને હાનિ પહોંચાડવી છે. ગુરુ, નેતા અને શાસક બનીને બીજાઓનાં સુધારાની વાત તે જ લોકો કરે છે, જેઓ સુધારાનાં નામે સુખ-ભોગમાં પ્રવૃત્ત થાય છે. જગતનો ગુરુ, નેતા તથા શાસક એ જ થઈ શકે છે, જે પોતાનો ગુરુ, નેતા તથા શાસક છે. સાચા ગુરુની પાછળ સમસ્ત વિશ્વ સ્વતઃ ચાલે છે. તેને વિશ્વની પાછળ દોડવું નથી પડતું. સાચા નેતાની પાછળ સમાજની પ્રગતિ સ્વતઃ થાય છે. તેને સમાજમાં સંગઠન બનાવીને સંઘર્ષ નથી કરવો પડતો. શાસક એ જ ઉપયોગી


સિદ્ધ થાય છે, જેનાં વિધાનને દોષી સ્વયં માનવા માટે તત્પર થઈ જાય. હવે વિચાર કરો કે એવો ગુરુ, નેતા અને શાસક કોણ છે ? એવો ગુરુ એ જ હોઈ શકે છે, જેનું જીવન સાધન-તત્ત્વ સાથે અભિન્ન છે. એવા ગુરુને ઉપદેશ કરવાની આવશ્યકતા નથી હોતી. એવો મહાપુરુષ ભલે ક્યાંય પણ હોય; તેને કોઈ જાણે, ન જાણે; માને ન માને; છતાં પણ તેનાં જીવનથી સમસ્ત વિશ્વને પ્રકાશ મળે છે. જે પ્રમાણે હિમાલયમાંથી અનેક નદીઓ નીકળીને ભૂમિને હરી-ભરી બનાવે છે, એ જ પ્રમાણે જે વાસ્તવમાં જગતનો ગુરુ છે, તેનાંથી પ્રેમની અવિચ્છિન્ન ધારા નીકળીને વિશ્વમાં ચિર-શાંતિની સ્થાપના કરે છે અને આનંદની ગંગા લહેરાય છે. પણ આ રહસ્યને તેઓ જ જાણી શકે છે, જેઓ સમસ્ત મમતાઓથી રહિત, દેહાભિમાનને ગાળીને, પ્રેમનાં અધિકારી થઈ ગયા છે.

અનંત સૌંદર્યનો સ્રોત અનંત છે અને તે અનંત સૌનો છે. પણ પોતાની બનાવેલી પરિચ્છિન્નતાનો અંત થવાથી જ અનંત સાથે અભિન્નતા પ્રાપ્ત થાય છે. એ અભિન્નતા જેને પ્રાપ્ત છે, એ જ જગતનો ગુરુ છે. આ પ્રકારનું ગુરુ-પદ માનવમાત્રને મળી શકે છે. પરંતુ ક્યારે ? જ્યારે તે નિજ-વિવેકનાં પ્રકાશમાં પોતાનાં જીવનને બુદ્ધિ-દૃષ્ટિથી જોઈને વિવેક-વિરોધી કર્મ, સંબંધ તથા વિશ્વાસનો અંત કરી, સર્વ પ્રકારે નિશ્ચિંત તથા નિર્ભય થઈ જાય.

ઇન્દ્રિયોને મનને અને મનને બુદ્ધિને આધીન કરવું એ જ પોતાનાં પર પોતાનું નેતૃત્વ કરવું છે. જે બુદ્ધિમાન પ્રાણી પોતાનાં મનને સમજાવી-બુજાવીને પોતાની બુદ્ધિને આધીન નથી કરી શકતો, તેને બીજાઓને સમજાવવા-બુજાવવાનો કોઈ અધિકાર નથી. બૌદ્ધિક બળથી નિર્બળ બુદ્ધિને દબાવવી અને સંગઠનનાં બળ ઉપર સમાજમાં સ્થાન પામવું, એવું નેતૃત્વ સમાજમાં સંઘર્ષને જન્મ આપે છે. પણ આ વાત એ જ સમય સુધી સમજમાં નથી આવતી, જ્યાં સુધી વિપક્ષીથી પરાજિત થઈને સ્વયં પરાધીન નથી થઈ જતો. પરાધીન થયા પછી જેને પરાધીનતાનું કારણ પોતાની ભૂલ માલૂમ પડે છે, તે પોતાનાં પર પોતાનું નેતૃત્વ કરવાનો અધિકારી થાય છે અને જ્યારે એ જ પ્રકાશ તેનાં જીવનથી સમાજને મળે છે, ત્યારે સમાજ આપોઆપ તેને પોતાનો નેતા માની લે

છે. એવા નેતાઓથી પ્રત્યેક વ્યક્તિ, વર્ગ તેમજ સમાજને પથ-પ્રદર્શન મળે છે. કોઈ વર્ગનો પક્ષ લઈને તે વર્ગનાં દુઃખનું કારણ કોઈ અન્ય વર્ગને બતાવીને અને કોઈ પ્રકારનું પ્રલોભન દેખાડીને વર્ગનું સંગઠન કરવું અને બૌદ્ધિક બળથી બીજા વર્ગનાં વિનાશની યોજના બનાવવી, પરસ્પરમાં સંઘર્ષને જન્મ આપવો છે. આ પ્રકારનાં નેતૃત્વથી ક્યારેય-પણ સુંદર સમાજનું નિર્માણ નથી થતું. શાસકનાં રૂપમાં જ્યાં સુધી માનવ પોતાનાં પર પોતાનું શાસન નહિ કરે, ત્યાં સુધી જીવનમાં ઉત્પન્ન થયેલાં દોષોનો નાશ નહિ થાય અને નિર્દોષતાની અભિવ્યક્તિ પણ નહિ થાય. પોતાનાં પર પોતાનું શાસન એ જ કરી શકે છે, જેનાંમાં તપનું બળ હોય અને જે પોતાનાં દોષની વેદનાથી દુઃખી હોય; પર-દોષ-દર્શનનો જેને અવકાશ ન હોય અને નિર્દોષતા માટે જે સતત વ્યાકુળ હોય, એ જ પોતાનાં પર પોતાનું શાસન કરી શકે છે. પોતાનાં પર પોતાનાં શાસનનું ફળ છે કે જીવન નિર્વિકાર થઈ જાય. નિર્વિકાર જીવનથી સમાજમાં નિર્વિકારતાની લાલસા જાગ્રત થાય છે અને પછી નિર્વિકાર પ્રાણીનું જીવન સમાજ માટે વિધાન બની જાય છે, અર્થાત્ સમાજ યથાશક્તિ તેનું અનુસરણ કરવા લાગે છે. તેની શિખામણથી સમાજ દૈનિક જીવનની સમસ્યાઓને હલ કરવા લાગે છે. આ પ્રમાણે પોતાનાં પર પોતાનું શાસન કરવાથી પણ જીવન જગત માટે ઉપયોગી સિદ્ધ થાય છે. બળપૂર્વક દોષોનું નિવારણ કરવું, શાસન છે. સમજી-જોઈને દોષોનો ત્યાગ કરવો, નેતૃત્વ કરવું છે. અસત્‌ને 'અસત્' જાણીને તેનાથી અસહયોગ કરવો પોતાનો ગુરુ પોતે બનવું છે. આ દૃષ્ટિએ પ્રત્યેક માનવ પોતાનો શાસક, નેતા તથા ગુરુ થઈ શકે છે અને પછી તે કોઈ અન્યથી શાસિત નથી થતો અને ન તેને કોઈ બાહ્ય ગુરુ તથા નેતાની અપેક્ષા રહે છે. આનો અર્થ એ નથી કે તેનાં દ્વારા રાષ્ટ્ર, નેતા તથા ગુરુજનોનાં અધિકારોનું અપહરણ થાય છે. જેનાથી કોઈનાં અધિકારનું અપહરણ થાય છે, તે પોતાનો શાસક, નેતા તથા ગુરુ નથી થઈ શકતો. જે પોતાનો શાસક, નેતા તથા ગુરુ છે, તે સૌની આદર તથા પ્યાર પૂર્વક યથોચિત યથાશક્તિ સેવા તેમજ પૂજા કરે છે અથવા એમ કહો કે એવા મહામાનવની માંગ સૌને રહે છે અને તેની પોતાની કોઈ માંગ નથી રહેતી.



માનવ-જીવનનું સૌથી સુંદર ચિત્ર એ જ છે કે જે જીવનની માંગ સૌને હોય અને તેની પોતાની કોઈ માંગ ન રહે, અર્થાત્ જે કામરહિત થઈને સાચું કામ કરે છે તેમજ ચિર-વિશ્રામ તથા અમરત્વ સાથે અભિન્ન થઈને પ્રેમનાં સામ્રાજ્યમાં નિવાસ કરે છે. સુંદર માનવથી જ સુંદર સમાજનું નિર્માણ થાય છે, એ નિર્વિવાદ સત્ય છે.





**मूल पुस्तकमें जो विशेषता होती है, वह अनुवादमें नहीं आ पाती । अनुवादमें प्रायः लेखकके कई भाव पूरी तरह व्यक्त नहीं हो पाते । इसलिये जिज्ञासु पाठकोंसे निवेदन है कि यदि उन्हे हिन्दी भाषाका ज्ञान हो तो वे मूल हिन्दी पुस्तकको भी अवश्य पढनेकी कृपा करें ।**

માનવ-જીવનનું સૌથી સુંદર ચિત્ર
એ જ છે કે જે જીવનની માંગ સૌને હોય
અને
તેની પોતાની કોઈ માંગ ન રહે,
અર્થાત્
જે કામરહિત થઈને સાચું કામ કરે છે
તેમજ
ચિર-વિશ્રામ તથા અમરત્વ સાથે
અભિન્ન થઈને
પ્રેમનાં સામ્રાજ્યમાં નિવાસ કરે છે.
સુંદર માનવથી જ
સુંદર સમાજનું નિર્માણ થાય છે,
એ નિર્વિવાદ સત્ય છે.